# श्री आत्मशक्तिप्रकाश ग्रंथ.



રચયિતા,

શાસ્ત્રવિશારદ યોગનિષ્ઠ જૈનાચાર્ય

શ્રીમદ્ બુદ્ધિસાગર સૂરીશ્વરજી.

श्रीमद् बुद्धिसागरसूरिग्रंथमाला ग्रन्थाङ्क. ૮૪

શાસ્ત્રવિશારદ જૈનાચાર્ય યોગનિષ્ઠ

શ્રીમદ્ બુદ્ધિસાગરસૂરિ વિરચિત.

# श्री आत्मशक्तिप्रकाश ग्रंथ.



માણસાનિવાસી શા. વાડીલાલ ગલાલજીની દ્રવ્ય સહાયથી

છપાવી પ્રસિદ્ધ કરનાર.

શ્રી અધ્યાત્મજ્ઞાન પ્રસારક મંડળ

હા. વકીલ મોહનલાલ હીમચંદ. મુ. પાદરા.



પ્રથમાવૃત્તિ. પ્રતિ ૧૦૦૦.

ઈ.સ. ૧૯૨૫. વિક્રમ સં. ૧૯૮૧.



અમદાવાદ-ધી ડાયમંડ જ્યુબિલિ પ્રિન્ટીંગ પ્રેસમાં

પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું.



મૂલ્ય ૦-૪-૦.

# નિવેદન.

શ્રી અધ્યાત્મ જ્ઞાન પ્રસારક મંડળ દ્વારા પ્રકટ થતી શ્રીમદ્ બુદ્ધિસાગરજી સૂરિ ગ્રંથમાળાના ૮૪ મા મણકા તરીકે શ્રી આત્મ શક્તિપ્રકાશ ગ્રંથ પ્રકટ કરી આત્મતત્ત્વ જીજ્ઞાસુઓના કરકમળમાં આ ગ્રન્થ આદર કરતાં અમને આનંદ થાય છે.

પ્રાતઃસ્મરણીય સદ્‌ગુરૂ મહારાજ શ્રીમદ્ બુદ્ધિસાગરજી સૂરિજી પોતે ઉત્તમ કોટિના જ્ઞાની આત્માર્થી પુરૂષ છે. તેમની આત્મજ્ઞાન રંગથી રંગાયલી લેખિનીથી ઓળખાયલો આત્મ જ્ઞાનની ચર્ચા કરનારો આત્મોપયોગી ગ્રંથરૂપી સૂર્ય આત્મજ્ઞાનીઓના હૃદયરૂપીકમળોને વિકસાવનાર થયો છે એમાં શંકા નથી. આત્માના સત્ય સ્વરૂપની, ધ્યાન સમાધિ તથા યોગની મહત્તાની, તથા આત્મા પરમાત્માની એકતાની ઉત્કૃષ્ટ ચર્ચાવાળો આ ગ્રંથ એ ગુરૂ મહારાજના હૃદયની વાનગીજ છે અને આત્માર્થીજનો તેના વાંચન તથા અભ્યાસથી પોતાના આત્માને વધુ ઉજ્વળ બનાવી આત્મ કલ્યાણ સાધી શકશે અને એ મહાન્ લાભ પ્રત્યેક આત્મ હિતેચ્છુઓ પામો એ અભ્યર્થના છે.

# ધન્યવાદ.

---

આ ગ્રંથ છપાવવામાં માણુસાના શેઠ વાડીલાલ ચુનીલાલજી તરફથી તેમના સુપુત્ર જીવરામભાઈનાં ધર્મ-પત્ની માણેક બ્હેનના સ્મરણાર્થે શેઠ વાડીલાલ છગનલાલે રૂ. ૨૫૧) આપ્યા છે તે બદલ તેમનો આભાર માનવામાં આવે છે.

| | | |
|---|---|---|
| પાદરા. | } | અ૦ જ્ઞા૦ પ્ર૦ મંડળ. |
| વસંતપંચમી ૧૯૮૧. | } | વકીલ મોહનલાલ હિમચંદ. |

---

## શેઠ વાડીલાલ ગલાલજીની પુત્રની પત્ની

# " શ્રાવિકાબાઈ માણેકબાઇનું જીવનચરિત. "

માણુસાના પોરવાડ મારૂ શેઠ શ્રાવક શા. વાડીલાલ ગુલાલજીના પુત્ર શેઠ, જીવનલાલનાં પત્ની શ્રાવિકાબાઇ માણેકબેને માણસાના મારૂ શ્રાવક શા. અમથાલાલ હીરાચંદને ત્યાં જન્મ લીધો હતો. વિ.સં ૧૯૪૨ લગભગમાં તેમનો શ્રાવિકા બેનકોરના પેટે જન્મ થયો હતો. તેમનું પન્નર વર્ષની ઉમરે લગ્ન થયું હતું, વિ.સં. ૧૯૭૪ ના માગશર વદિ તેરસે તેમણે દેહનો ત્યાગ કર્યો હતો. તેઓ જૈનધર્મનાં પૂર્ણ શ્રદ્ધાળુ હતાં. જૈનધર્મી સાધુ સાધ્વીની સેવા કરવામાં તનમન ધનથી આત્મભોગ આપતાં હતાં, જૈનધર્મનાં પુસ્તકો છપાવવામાં તેમણે પોતાના જીવનકાળમાં પણ સારી મદત કરી છે. તેમના ભાઇ માધવલાલ અમથાલાલ તથા તેમના ભત્રીજા પોપટલાલ વગેરે સગાં વ્હાલાંને તે સારી રીતે ચાહતાં હતાં, અને પ્રસંગે તેમને સારી શિખામણો આપીને પોતાની

બન તરીકેની ફરજ બજાવતાં હતાં. ગુરૂ મહારાજ આચાર્ય શ્રી બુદ્ધિસાગરજીસૂરિ વગેરેની સેવા ભક્તિમાં તથા ઔષધ વગેરેથી ગુરૂભક્તિમાં ધન વ્યય કરીને પોતાના ધનની સાર્થકતા કરતાં હતાં. તેમણે આચાર્ય ગુરૂ મહારાજ બુદ્ધિ-સાગર સૂરિનાં અનેક ધર્મ વ્યાખ્યાનો સાંભળ્યાં હોવાથી તેમનું મૃત્યુ સમાધિ પૂર્વક થયું હતું, તેમણે સાધ્વીજી હરખશ્રીજી, સુમતિશ્રીજી લાભશ્રીજી, અમૃતશ્રીજી વગેરે સાધ્વીઓની સેવા ભક્તિમાં અગ્રગણ્ય ભાગ લીધો હતો. પ્રતિક્રમણ, સામાયિક, વ્રત, પૂજા વગેરે ધર્મકાર્યોમાં તેઓ શ્રાવિકા તરીકે ધાર્મિક જીવન ગાળતાં હતાં, તેણીએ વિ.સં. ૧૯૬૨ માં અષાડ સુદિ આઠમે એક જશી નામે પુત્રીનો જન્મ આપ્યો છે. તે જશીએ વ્યાવહારિક કેળવણી તથા ધાર્મિક કેળવણી લીધી છે અને તેણીનું લગ્ન વિ. ૧૯૭૯ના માગશર માસમાં માણસાના શ્રાવક શેઠ વાડીલાલ છગનલાલ સાથે થયું છે. બન્નેનું જૈનધર્મ આરાધન કરવામાં શ્રદ્ધા-ભક્તિવાળું જીવન છે. એ પ્રમાણે તેમની પાછળ જશી

શ્રાવિકા પણ પોતાની માતાનું ધાર્મિક જીવન અનુસરીને ભવિષ્યમાં ઉત્તમ શ્રાવિકા થશે એમ ઇચ્છવામાં આવે છે. શેઠ વાડીલાલ છગનલાલે તેમની પત્નીની સલાહે આ પુસ્તક છપાવવામાં રૂપૈયા ૨૫૧) ની મદત કરી છે. માણેકબેને સાધુ સાધ્વીઓની સેવાભક્તિમાં અમુક રકમ મરતી વખતે કાઢી છે, તેમાંથી સાધુ સાધ્વીઓની સેવા ભક્તિ કરવામાં આવે છે. પંડિતના પગાર તથા આવાં પુસ્તકો છપાવવામાં પણ તેમાંથી મદત કરવામાં આવે છે. તેથી શ્રાવિકા માણેકબેને પોતાની પાછળ સાધુ સાધ્વીની સેવા ભક્તિની જેવી સારી વ્યવસ્થા કરી છે તેનું શિક્ષણ અન્યોને પણ લેવા જેવું છે.

"અધ્યાત્મજ્ઞાનપ્રસારક મંડળ."
વિ.સં. ૧૯૮૧ માઘ સુદિ ૧૨.



# પ્રસ્તાવના.

વિ.સં. ૧૯૬૨માં ચૈત્રમાસમાં અમારા ગુરૂ મહારાજ શ્રી સુખસાગરજી મહારાજ સાહેબ સાથે પેથાપુર જવાનું થયું હતું, વિ.સ. ૧૯૬૧ ના વૈશાખમાસમાં અમારા ઉપદેશથી પેથાપુરમાં જૈનપ્રાંતિક કોન્ફરન્સ ભરાઈ હતી અને તે વખતે શેઠ લાલભાઈ દલપતભાઈ તથા ગુલાબચંદ ઢઢ્ઢા, શેઠ જમનાદાસ ભગુભાઈ વગેરે આવ્યા હતા. પેથાપુરમાં ૧૯૬૨ માં અમો ગયા તે વખતે સાધ્વીજી રત્નશ્રીજી ઘણાં માંદાં હતાં. તેમણે ગુરૂ મહારાજશ્રી રવિસાગરજી મહારાજ પાસે દીક્ષા લીધી હતી રત્નશ્રીજી ત્યાગી વૈરાગી ઉત્તમ આરાધક સાધ્વી હતાં. તેમણે ચૈત્રસુદિમાં પેથાપુરમાં દેહોત્સર્ગ કર્યો. તેમની સાથે હરખશ્રીજી સાધ્વી હતાં તે પણ સાધ્વીના અનેક ગુણોએ યુક્ત ઉત્તમ સાધ્વી હતાં તેમણે અમદાવાદમાં વિ.સં. ૧૯૬૭ માં દેહોત્સર્ગ કર્યો. પેથાપુરમાં શ્રી નેમિસાગરજી મહારાજે સત્યસાધુધર્મનો આદર્શ જણાવ્યો અને ત્યારથી સાગર શ્રાવકસંઘની સ્થાપના થઇ અને ગુરૂ મહારાજશ્રી રવિસાગરજી મહારાજે સાગરસંઘની

પુષ્ટિ કરી અને જૈનધર્મનો વિશેષ રીતે ઉદ્યોત કર્યો. અમારૂં પેથાપુરમાં સાધુ અવસ્થામાં વિ. સં. ૧૯૬૧ માં પહેલ વહેલું, જવાનું થયું હતું. વિ. ૧૯૬૨ માં બીજીવાર જવાનું થયું અને ત્યાં માસ કલ્પ કરીને આત્મશક્તિપ્રકાશ ગ્રન્થ બનાવવામાં આવ્યો. તેમજ પેથાપુરમાં ભજન પદો પણ જોડવામાં આવ્યાં છે. આત્મપ્રકાશ ગ્રંથમાં આત્માની ઉન્નતિના અને આત્માની શુદ્ધિના વિચારો જણાવવાણાં આવ્યા છે, અને આત્માને કર્મનો સંબંધ જણાવવામાં આવ્યો છે આત્માનું કેવી રીતે ધ્યાન ધરવું તે પણ જણાવવામાં આવ્યું છે. કોઈ કોઈ ઠેકાણે હઠયોગ પ્રાણાયામની સાથે રાજયોગનું સ્વરૂપ જણાવવામાં આવ્યું છે. શુભાશુભ વિચારોમાંથી કેવી રીતે મુક્ત થવું અને આત્માના શુદ્ધ વિચારો કેવી રીતે કરવા તે જણાવવામાં આવ્યું છે. આત્મા અનંત શક્તિમાન્ છે તેનું સ્વરૂપ સમજાવવામાં આવેલું છે, તથા પુણ્ય અને પાપનું તથા ૭ લેશ્યાઓનું સ્વરૂપ જણાવવામાં આવેલું છે.

પરમાત્મામાં પોતાનું ચિત્ત કેવી રીતે જોડવું તે પણ આ ગ્રન્થમાં જણાવવામાં આવ્યું છે. તથા આત્મામાં ઉપયોગરૂપ સૂરતા કેવી રીતે રાખવી તે પણ જણાવવામાં આવ્યું છે. તથા

શ્રીમદ્ આનંદઘનજી મહારાજ કૃત વીર પ્રભુના સ્તવનનું પ્રસંગોપાત્ત વિવેચન કરી આત્માનું સ્વરૂપ જણાવવામાં આવ્યું છે, અને છેવટે આત્મજ્ઞાનના યોગ્ય અધિકારી કોણ છે તે પણ જણાવવામાં આવેલું છે. જ્ઞાન તથા ક્રિયા થકી મોક્ષ થાય છે એમ છેવટે જણાવવામાં આવેલું છે. પેથાપુરમાં સં. ૧૯૬૨ના વૈશાખ શુદિ, ૩ ત્રીજે ગ્રંથ પૂર્ણ કર્યો એમ જણાવ્યું છે. સર્વ દર્શન ધર્મવાળા લોકોને આ ગ્રંથ ઉપયોગી થઇ પડે એવો છે. એકંદર આ ગ્રંથમાં આત્માની પરમાત્મદશા થવાની સત્ય યુક્તિ જણાવવામાં આવી છે. ગ્રંથમાં દર્શાવ્યા પ્રમાણે સર્વ દેશના મનુષ્યો જો આત્મશક્તિનો પ્રકાશ કરવા ઇચ્છે તો તે કરી શકે અને પરમાત્મપદ કરી શકે તેમાં કાંઇ પણ સંદેહ નથી. સં. ૧૯૬૧ ની સાલમાં તથા સં. ૧૯૬૨ ની સાલમાં અમો પેથાપુર ગયા ત્યારે ત્યાં સાબરમતીના કોતરોમાં આત્મધ્યાન ધરવાની અનુકુળતા હોવાથી પ્રાણાયામ, પ્રત્યાહાર, ધારણા, ધ્યાન અને સમાધિનો અભ્યાસ સ્વશક્તિ અનુસારે પૂરજોસમાં ચાલતો હતો અને તે સાથે વ્યાખ્યાનની પ્રવૃત્તિ પણ દરરોજ ચાલતી હતી, અને નિર્લેપરીતે લોક કલ્યાણ કરવાની ભાવના પણ પ્રવૃત્તિમાં મૂકાતી હતી, તેમજ આત્મશ-

ક્તિ પ્રકાશ વિગેરે ગ્રંથો લખવાની સ્ફુરણા તથા પ્રવૃત્તિ ચાલુ હતી. આત્મશક્તિ પ્રકાશમાં જૈનશાસ્ત્રોના વિરૂદ્ધ કંઇ પણ લખાયું હોય તો ગીતાર્થ સૂરિયો વિગેરે ભૂલચૂકની શુદ્ધિ કરે, એવી પ્રાર્થના છે, તેમજ ભૂલ માટે શ્રી સંઘ પાસે માફી માગું છું. પેથાપુરમાં વિક્રમસંવત્ ૧૯૬૫ તથા ૧૯૬૯ તથા ૧૯૭૦ માં શેષકાળમાં જવાનું થયું હતું તથા ૧૯૬૪ જવાનું થયું હતું તેમજ વિક્રમ સં. ૧૯૭૧નું તથા સં ૧૯૭૩ નું તથા સં. ૧૯૮૦ નું ચોમાસુ પેથાપુરમાં કર્યું. વિક્રમ સં. ૧૯૭૧ના ચોમાસા સુધીમાં સાગરગચ્છમાં બે તડ પડેલાં રહ્યાં હતાં તે દૂર કર્યાં અને ઉપાશ્રય સંબંધી એક કમીટી નીમાઇ, તેની મારફત ઉપાશ્રયનો વહીવટ શરૂ થયો. શેઠ વર્ધમાનભાઈ તથા શેઠ છનાભાઇ જેઠાભાઇ તથા હકમચંદ સૂરચંદ તથા શેઠ લાલીપારેખ તથા ગોવરધન પારેખ વિગેરે શ્રી રવિસાગર મહારાજના વખતમાં ઉપાશ્રયમાં આગેવાન ભક્ત શ્રાવકો ગણાતા હતા. હાલમાં શેઠ નાલચંદ ફતેચંદ, શા. કેશવલાલ મનસુખ, વકીલ નગીનદાસ તથા શા. માણેકચંદ ફતેચંદ, શા. માણેકચંદ ગોવરધન, રણછોડભાઈ કારભારી, શા. ચીમનલાલ સાંકળચંદ. ગાંધી. દલસુખભાઈ રવચંદ, શા. મણીલાલ હીરાચંદ.

કારભારી હઠીસંગ તથા સ્વરૂપચંદ હાથી શેઠ તથા ચુનીલાલ તથા સરકાર કેશવલાલભાઇ તથા શેઠ મણિલાલ ભીખાભાઈ કોલાપુરવાળા તથા ગાંધી દલસુખભાઇ તથા શેઠ ભીખાભાઇ દોલતરામ તથા શા. મોતીલાલ પાનાચંદ, તથા રમણીકલાલ ડાહ્યાભાઇ તથા હીંમતલાલ હઠીસંગ, લાલભાઇ માણેકચંદ તથા શેઠ ફકીરભાઇ જીનાલાલ તથા વૈદ્ય ચંદુલાલ મગનલાલ તથા વાડીલાલ લલુભાઇ તથા પ્રભુદાસ મોતીરામ તથા શા. મોહનલાલ હાથી. સકરચંદ હકમચંદ વિગેરે સાગરગચ્છના શ્રાવકો ઉપાશ્રયમાં પધારનાર સાધુઓની તથા સાધ્વીઓની સારી સેવા ચાકરી કરે છે. વિ૦ સં. ૧૯૮૦ માં અમોએ પેથાપુરમાં ચોમાસું કર્યું ત્યારે ત્યાંના શ્રાવકોએ સાધુઓની સેવાભક્તિમાં સારો ભાગ લીધો હતો. તથા વિક્રમ સં. ૧૯૭૩ ની સાલમાં સાગરગચ્છ અને વિમળગચ્છના શ્રાવકોને પરસ્પર ઉપાશ્રય સંબંધી તકરાર ચાલતી હતી તેનો નિવેડો પણ બંને ગચ્છના શ્રાવકોએ આ સાલમાં અમારા ઉપદેશથી પરસ્પર સંપીને હાલતો કરી દીધો છે. વિમળગચ્છના શ્રાવકો પૈકી આગેવાન શેઠ શકરચંદ બલાખીદાસ, શેઠ મનસુખભાઇ રવચંદ, વકીલ ડાહ્યાભાઇ હકમચંદ તથા વકીલ જેસંગભાઇ તથા શેઠ

સ્વરૂપચંદ પુનમચંદ તથા શેઠ ચકાભાઈ તથા શેઠ મોહનલાલ તથા પારેખ અમથાલાલ વિગેરેએ સાગરગચ્છ સંઘની સાથે સંપ કરવામાં આગેવાની ભર્યો સારો ભાગ લીધો હતો અને તેથી પેથાપુરના બન્ને ગચ્છમાં ચાલતી તકરારનો અંત આવ્યો છે અને દેરાસરમાં બન્ને પક્ષના મેમ્બરો નિમાયા છે અને બન્ને પક્ષના શ્રાવકોએ દેરાસરનું તથા પાંજરાપોળનું કામ ચલાવવા માંડયું છે. પેથાપુરમાં અમને ચોમાસામાં તથા શેષ-કાળમાં ઘણી નિવૃત્તિ મળી અને તેથી આત્મશક્તિ પ્રકાશ તથા બીજા ગ્રંથો પણ ત્યાં લખાયા છે. આત્મશક્તિ પ્રકાશમાં જે કંઇ ભૂલચૂક હોય તે સંબંધી વિદ્વાનોની સૂચના આવશે તો તેની તૃતીયા આવૃત્તિમાં સુધારો વધારો કરવામાં આવશે. આ પુસ્તકની પ્રથમાવૃત્તિ ખલાસ થઇ જતાં તેની ઘણી માગણી થવાથી દ્વિતીયાવૃત્તિ બહાર પાડવામાં આવી છે.

વિક્રમ સંવત્ ૧૯૮૧ પોષ સુદિ. ૧૩ વાર બુધ.

લેખક. બુદ્ધિસાગર

મુ. લોદરા.



# શુદ્ધિપત્રકમ્.

| અશુદ્ધિ. પૃષ્ઠ. | લીટી. | અશુદ્ધિ. | શુદ્ધિ. |
|---|---|---|---|
| ૪ | ૧૯ | શાક્ત | શક્તિમાન્ |
| ૫ | ૧૮ | વ્યાહારિક | વ્યાવહારિક |
| ૩૩ | ૮ | સ્ત્ર. | સહસ્ત્ર |
| ૬૨ | ૧૯ | પ૨થી | પદથી |
| ૭૦ | ૨ | શિક્ષા | શિક્ષા |
| ૭૪ | ૩ | ભાતૃભાવ | ભ્રાતૃભાવ |
| ૭૪ | ૧૫ | ,, | ,, |
| ૭૫ | ૧૩ | ભાતૃભાવ | ભ્રાતૃભાવ |
| ૭૭ | ૧ | ,, | ,, |
| ૭૯ | ૧૦ | ,, | ,, |
| ૮૦ | ૫૮ | ,, | ,, |
| ૮૮ | ૬ | अभिनिविष्टा | अभिनिविष्टा |
| ૮૯ | ૧૯ | ચેતન્ય | ચૈતન્ય |
| ૯૧ | ૧૬ | જીવાયોનિ | જીવયોનિ |

| | | | |
|---|---|---|---|
| ૯૨ | ૧ | અનાદિકા | અનાદિ |
| ૯૫ | ૧૧ | શ્રાતેંદ્રિય | શ્રોત્રેન્દ્રિય |
| ૯૬ | ૧ | શક્તિરયું | શક્તિશું |
| ૯૯ | ૧૨ | નિધાર | નિર્ધાર |
| ૧૧૧ | ૪ | પણ | ૦ |
| ૧૧૧ | ૧૬ | પેતાનુ | પોતાનું |
| ૧૧૮ | ૧૮ | ભાવધર્મ | ભાવધર્મ |
| ૧૨૦ | ૧ | સઘ | સઘ |
| ૧૨૩ | ૮ | પૂવક | પૂર્વક |
| ૧૨૪ | ૫ | મિં | મિં |
| ૧૨૫ | ૧૫ | શ્રેષ્ટના | શ્રેષ્ઠતા |



## શ્રી અધ્યાત્મજ્ઞાનપ્રસારક મંડળ તરફથી
### શ્રીમદ્ બુદ્ધિસાગરસૂરિજીગ્રન્થમાળામાં
### પ્રગટ થયેલા ગ્રન્થો.

| ગ્રથાંક | પૃષ્ઠ | કિંમત. |
| --- | --- | --- |
| ૧ ક. ભજન સંગ્રહ ભાગ ૧ લો. | ૨૦૦ | ૦—૮—૦ |
| * ૧ અધ્યાત્મ વ્યાખ્યાનમાળા. | ૨૦૬ | ૦—૪—૦ |
| * ૨ ભજનસંગ્રહ ભાગ ૨ જો. | ૩૩૬ | ૦—૮—૦ |
| * ૩ ભજનસંગ્રહ ભાગ ૩ જો. | ૨૧૫ | ૦—૮—૦ |
| * ૪ સમાધિશતકમ્. | ૬૧૨ | ૦—૮—૦ |
| ૫ અનુભવપચ્ચિશી. | ૨૪૮ | ૦—૮—૦ |
| ૬ આત્મપ્રદીપ. | ૩૧૬ | ૦—૮—૦ |
| * ૭ ભજનસંગ્રહ ભાગ ૪ થો. | ૩૦૪ | ૦—૮—૦ |
| ૮ પરમાત્મદર્શન, | ૪૦૦ | ૦—૧૨—૦ |
| * ૧૦ તત્ત્વબિંદુ. | ૫૦૦ | ૦—૧૨—૦ |
| * ૧૧ ગુણાનુરાગ. (આવૃત્તિ બીજી) | ૨૪ | ૦—૧—૦ |
| * ૧૨–૧૩. ભજનસંગ્રહ ભાગ ૫ મો તથા જ્ઞાનદીપિકા. | ૧૧૦ | ૦—૬—૦ |
| * ૧૪ તીર્થયાત્રાનું વિમાન (આ. બીજી) | ૬૪ | ૦—૨—૦ |
| * ૧૫ અધ્યાત્મભજનસંગ્રહ | ૧૯૦ | ૦—૬—૦ |
| * ૧૬ ગુરુબોધ. | ૧૭૪ | ૯—૪—૦ |
| * ૧૭ તત્ત્વજ્ઞાનદીપિકા | ૧૨૪ | ૦—૬—૦ |

| | | |
|---|---|---|
| ૧૮ ગહૂંલીસંગ્રહ ભા. ૧ | ૧૧૨ | ૦—૩—૦ |
| * ૧૯–૨૦ શ્રાવકધર્મસ્વરુપ ભાગ ૧–૨ (આવૃત્તિ ત્રીજી) | ૪૦-૪૦ | —૧—૦ |
| * ૨૧ ભજનપદસંગ્રહ ભાગ ૬ ઠ્ઠો. | ૨૦૮ | ૦—૧૨–૦ |
| ૨૨ વચનામૃત. | ૨૩૦ | ૦—૧૪–૦ |
| ૩૩ યોગદીપક. | ૩૦૮ | ૦—૧૪–૦ |
| ૨૪ જૈન ઐતિહાસિક રાસમાળા. | ૪૦૮ | ૧—૦—૦ |
| * ૨૫ આનન્દઘનપદ ભાવાર્થ (૧૦૮) સંગ્રહ | ૮૦૮ | ૨—૦—૦ |
| * ૨૬ અધ્યાત્મશાન્તિ (આ. બીજી) | ૧૩૨ | ૦—૩—૦ |
| ૨૭ કાવ્યસંગ્રહ ભાગ ૭ મો. | ૧૫૪ | ૦—૮—૦ |
| * ૨૮ જૈનધર્મની પ્રાચીન અને અર્વાચીન સ્થિતિ. | ૯૬ | ૦—૨—૦ |
| * ૨૯ કુમારપાળ (હિંદી) | ૨૮૭ | ૦—૬—૦ |
| ૩૦ થી ૪–૨૪ સુખસાગર ગુરુગીતા | ૩૦૦ | ૦—૪—૦ |
| ૩૫ ષડ્દ્રવ્યવિચાર. | ૨૪૦ | ૦—૪—૦ |
| * ૩૬ વિજાપુરવૃત્તાંત. | ૯૦ | ૦—૪—૦ |
| ૩૭ સાબરમતીકાવ્ય. | ૧૯૬ | ૦—૬—૦ |
| ૩૮ પ્રતિજ્ઞાપાલન. | ૧૧૦ | ૦—૫—૦ |

| | | |
|---|---|---|
| ૩૯-૪૦-૪૧ જૈનગચ્છમતપ્રબંધ. સંઘપ્રગતિ. જૈનગીતા. | ૩૦૪ | ૧—૦—૦ |
| ૪૨ જૈનધાતુપ્રતિમા લેખસંગ્રહ ભા. ૧ | | ૧—૦—૦ |
| ૪૩ મિત્રમૈત્રી. | | ૦—૮—૦ |
| ૪૪ શિષ્યોપનિષદ્. | ૪૮ | ૦—૨—૦ |
| ૪૫ જૈનોપનિષદ્. | ૪૮ | ૦—૨—૦ |
| ૪૬-૪૭ ધાર્મિક ગદ્યસંગ્રહ તથા સદુપદેશ ભાગ ૧ લો. | ૯૭૬ | ૩—૦—૦ |
| ૪૮ ભજનસંગ્રહ ભા. ૮ | ૯૭૬ | ૩—૦—૦ |
| ૪૯ શ્રીમદ્ દેવચંદ્ર ભા. ૧ | ૧૦૨૮ | ૨—૦—૦ |
| ૫૦ કર્મયોગ. | ૧૦૧૨ | ૩—૦—૦ |
| ૫૧ આત્મતત્ત્વદર્શન | ૧૨૨ | ૦-૧૦—૦ |
| ૫૨ ભારતસહકારશિક્ષણ કાવ્ય | ૧૬૮ | ૦-૧૦—૦ |
| ૫૩ શ્રીમદ્ દેવચંદ્ર ભા. ૨ | ૧૨૦૦ | ૩—૮—૦ |
| ૫૪ ગહુંલી સંગ્રહ ભા. ૨ | ૧૩૦ | ૦—૪—૦ |
| ૫૫ કર્મપ્રકૃતિટીકાભાષાંતર | ૮૦૦ | ૩—૦—૦ |
| ૫૬ ગુરૂગીત ગુંહલીસંગ્રહ. | ૧૯૦ | ૦-૧૨—૦ |
| ૫૭-૫૮ આગમસાર અને અધ્યાત્મગીતા. | ૪૭૦ | ૦—૬—૦ |
| ૫૯ દેવવંદન સ્તુતિ સ્તવન સંગ્રહ. | ૧૭૫ | ૦—૪—૦ |

| | | |
|---|---|---|
| ૬૦ પૂજાસંગ્રહ ભા. ૧ લો. | ૪૧૬ | ૧—૦—૦ |
| ૬૧ ભજનપદસંગ્રહ ભા. ૯ | ૫૮૦ | ૧—૮—૦ |
| ૬૨ ભજનપદસંગ્રહ ભા. ૧૦ | ૨૦૦ | ૧—૦—૦ |
| ૬૩ પત્રસદુપદેશ ભા. ૨ | ૫૭૫ | ૧—૮—૦ |
| ૬૪ ધાતુપ્રતિમાલેખ સંગ્રહ ભા. ૨ | ૨૪૭ | ૧—૦—૦ |
| ૬૫ જૈનદૃષ્ટિએ ઇશાવાસ્યોપનિષદ્ ભાવાર્થવિવેચન. | ૩૬૦ | ૧—૦—૦ |
| ૬૬ પૂજાસંગ્રહ દ્વિતીયાવૃત્તિ તથા અન્યપૂજાઓ સહિત ભા. ૨ | ૬૦૦ | ૨—૦—૦ |
| ૬૭ સ્નાત્રપૂજા. | | ૦—૨—૦ |
| ૬૮ શ્રીમદ્ દેવચંદ્રજી અને તેમનું જીવનચરિત્ર. | ૩૨ | ૦—૪—૦ |

## સંસ્કૃત ગ્રન્થો.

| | | |
|---|---|---|
| ૬૯ શુદ્ધોપયોગ | ૧૫૬ | ૦—૧૨—૦ |
| ૭૦ દયાગ્રન્થ. | | |
| ૭૧ શ્રેણિક સુબોધ. | | |
| ૭૨ કૃષ્ણગીતા. | | |
| ૭૩ સંઘકર્તવ્યગ્રન્થ | ૧૬૮ | ૦—૧૨—૦ |
| ૭૪ પ્રજાસમાજકર્તવ્યગ્રન્થ | | |
| ૭૫ શોકવિનાશક | | |

| | | |
|---|---|---|
| ૭૬ ચેટકબોધગ્રન્થ | | |
| ૭૭ સુદર્શનાસુબોધ. | | |
| ૭૮ લાલાલજપતરાય અને જૈનધર્મ | ૧૦૦ | ૦—૪—૦ |
| ૭૯ ચિન્તામણિ | ૧૨૦ | ૦—૪—૦ |
| ૮૦-૮૧ જૈનધર્મ અને ખ્રીસ્તિધર્મનો મુકાબલો તથા જૈનખ્રીસ્તિ સંવાદ | ૨૨૦ | ૧—૦—૦ |
| ૮૨ સત્યસ્વરૂપ | ૨૦૦ | ૦-૧૨—૦ |
| ૮૩ ધ્યાનવિચાર | ૬૬ | |
| ૮૫ આત્મશક્તિપ્રકાશ | ૧૪૦ | ૦—૪—૦ |
| ૮૬ સાંવત્સરિક ક્ષમાપના | ૮૦ | ૦—૩—૦ |
| ૮૭ આત્મદર્શન ( મણીચંદ્રજી કૃત સઝાયોનું વિવેચન ૨૧ ) | ૧૫૦ | ૦—૪—૦ |
| ૮૮ જૈનધાર્મિક શંકાસમાધાન | ૫૫ | ૦—૨—૦ |
| ૮૯ કન્યાવિક્રયનિષેધ તથા બાલલગ્નનિષેધ | ૨૨૦ | ૦—૮—૦ |
| ૯૦ આત્મશિક્ષાભાવનાપ્રકાશ | ૧૧૫ | ૦—૭—૦ |

## થોડા માસમાં બહાર પડનાર ગ્રન્થો.

૧ આત્મપ્રકાશ.

૨ તત્ત્વવિચાર.

૩ જૈન શ્વેતાંબર ગ્રંથનામાવલિ.

૪ શ્રી દેવચંદ્રજી નિર્વાણ રાસ અને જીવનચરિત્ર.

૫ મોટું વિજાપુર વૃત્તાંત.
૬ ઉ૦ યશોવિજયજી નિબંધ.

**સંસ્કૃત ગ્રન્થો.**

૭ અધ્યાત્મગીતા.
૮ આત્મસમાધિ શતક.
૯ આત્મસ્વરૂપ
૧૦ જીવનપ્રબોધ
૧૧ પરમાત્મ દર્શન
૧૨ ભજન સંગ્રહ ભા. ૧૧ મો.

* આ નીશાનીવાળા ગ્રંથો શીલક નથી.

પુસ્તકો મળવાના ઠેકાણાં:—

**૧ વકીલ મોહનલાલ હીમચંદ** પાદરા. (ગુજરાત).
**૨ આત્મારામ ખેમચંદ સાણંદ** ( જીલ્લે અમદાવાદ ).
**૩ ભાંખરીઆ મોહનલાલ નગીનદાસ** ૧૯૨-૯૪,
બજારગેટ કોટ—**મુંબઇ.**
**૪ શેઠ નગીનદાસ રાયચંદ ભાખરીઆ મહેસાણા.**
**૫ શેઠ ચંદુલાલ ગોકળદાસ, વિજાપુર** જૈનજ્ઞાનમંદિર
**૬ બુકસેલર મેઘજી હીરજી** પાયધુની—**મુંબઇ.**
**૭ શા. રતિલાલ કેશવલાલ, મુ. પ્રાંતીજ.**
**૮ શ્રીમદ્ બુદ્ધિસાગર મંડળ, મુ. પેથાપુર.**
સાગરગચ્છ ઉપાશ્રય.

१२५१८२

# श्री आत्मशक्तिप्रकाशग्रंथ

## ॐ अर्हम्.

### मंगलम्

**नत्वा जिनाधीशं पार्श्वं, पार्श्वयक्षेण पूजितम् ॥**
**आत्मशक्ति प्रकाशोऽयं, ग्रन्थो वितन्यतेमया ॥**

સ્વસ્વરૂપથી અભિન્ન અનંતગુણાધીશ સદ્ગુરૂ પરમાત્માને ઉપયોગ પૂર્વક માંગલ્ય પ્રસંગમાં સહસ્રશઃયજું છું, નમું છું, સ્તવું છું, સ્મરૂ છું.

જગતના પ્રેમી બંધુઓ તમને એક વસ્તુ જે તમારા દેહમાં વિદ્યમાન છે. તેની પ્રાપ્તિ થઇ નથી ત્યાં સુધી તમો સત્યશાંતિ આનંદ મેળવી શકવાના નથી.

જેની વિદ્યમાનતાએ તમો હાલી ચાલી શકો છો. હરો છો, ખાઓ છો, પીવો છો, તે અમૂલ્ય વસ્તુ પ્રતિ જરા પણ લક્ષ તમે દીધું છે? અને તેના પ્રતિ જરા પણ પ્રેમ કીધો છે?

સર્વ જગતના જીવોને તે અમૂલ્ય અચિંત્ય ચિંતિ-

શક્તિમાન્‌ની ઓળખ કરાવવા, પ્રેમ કરાવવા, આમંત્રણ કરૂં છું તે પ્રેમ ભાવથી સ્વીકારશો.

તમો ચિંતાતુર છો; શા માટે વૃથા દુઃખના વિચારોમાં મનને પ્રેરો છો? આ **આત્મધર્મમાં** જોડાઓ. ખરેખર અલ્પ સમયમાં વિદ્યુત્‌ના પ્રકાશની પેઠે ચિંતા-નષ્ટ થશે.

તમે સંસારના દુઃખથી પીડા પામો છો; હાય હાય કરો છો. જે કોઇ મળે છે તેની આગળ પોતાનાં દુઃખનાં રૂદડાં રૂવો છો; અને ગરીબ ગાય જેવું દીન મુખ કરી નાખો છો; શા માટે એ સર્વ કરો છો? તમો **આત્મધર્મમાં** જોડાઓ. આત્માને ઓળખો. તેની નજીક જાઓ. ખરેખર તેનાથી તમને અપૂર્વ શાન્તિ મળશે.

રાજા કે રંક, રોગી કે ભોગી, બાલ કે વૃદ્ધ, સ્રી વા પુરૂષ; શત્રુ વા મિત્ર, પૂજક વા નિંદક, સ્વજાતીય વા વિજાતીય; જે કોઇ જીવો પોતાનું કલ્યાણ ઇચ્છે છે તે સર્વ **આત્મધર્મમાં** જોડાઓ, અને આત્મ બગીચાની નજીક આવતાં તમો સર્વ સમાન સુખી, સમાન ધર્મી, સમાન શક્તિમાન્‌, અને એક બીજાના ઉપર પ્રેમ દ્રષ્ટિથી જોનાર દેખાશો. નક્કી સત્ય કહું છું.

## ૩

પ્રેમી બંધુઓ ! તમારી વૃત્તિ જે જે પદાર્થોમાં લાગી છે તે સર્વથી ખેંચી લેઇ જરા આત્મશક્તિ તરફ આનંદ અર્થે વૃત્તિ વાળો, નક્કી તમો જે રૂપે છો, ત્યાં તમો આવી જશો.

દુઃખનો નાશ કરવા અર્થે તથા સુખને પ્રાપ્ત કરવા અર્થે પ્રત્યેક મનુષ્યને આત્મ શ્રદ્ધા કેળવવાની ઘણી અગત્ય છે. રંક મનુષ્યની રંકતાનું દુઃખ, તેને ધન અર્પીને ટાળવા તમો પ્રયત્ન કરો છો તો તે દુઃખ ટળે છે ખરૂં પણ તે થોડા કાળ પર્યંતજ. ભૂખ્યાને ભોજન આપી તમે તૃપ્ત કરો છો તો તેની ક્ષુધાનું દુઃખ ટળે છે ખરૂં પણ તે એક ટંકનું કે એક દિવસનુંજ, આત્મ શ્રદ્ધાથી રહિત અંતે દુઃખથી પીડિત રહેવાનો. આમ હોવાથી ધનદાન, અન્નદાન, વિગેરે પદાર્થોનું દાન અક્ષય સુખને માટે નથી. પરંતુ દરેક મનુષ્યોનાં નિરંતરનાં સર્વ પ્રકારનાં દુઃખને ટાળનારી આત્મશ્રદ્ધાને પ્રગટાવનારૂં જે કામ છે; તેનું દાનજ સર્વોત્તમ દાન છે. એવું દાન અર્પનાર પરમગુરૂને પુનઃ પુનઃ નમસ્કાર થાઓ.

અમુક કામ તમે નહિં કરી શકો, એવું ટાંટીયા ભાગી નાખનાર વચન કોઇની આગળ બંધુઓ વદશો નહીં,

આત્મ શ્રદ્ધાં પ્રગટાવવી એ મોટામાં મોટું દાન છે. તો આત્મજ્ઞાન શ્રદ્ધાનો નાશ કરવો એ મોટામાં મોટું પાપ છે, જ્યાં જાઓ, જેની સાથે બેસો જેની સાથે વાત કરો, ત્યાં આત્મશ્રદ્ધાની પ્રગટતાનાં વચન વદો. જેની સાથે સંબંધ થાય તેને આત્મશ્રદ્ધા પ્રગટે એમ વાણી વ્યાપાર ચલાવો. નક્કી તમે જગતનો ઉદ્ધાર એવી રીતે કરશો.

આત્મસ્વરૂપની શોધ બહાર કરવાની નથી. પણ પોતાનામાં કરવાની છે. પણ મનુષ્યોનો મોટો ભાગ દેહમાં પોતે **આત્માને** શોધે છે ક્યારે? દિવસના ચોવીસ કલાકમાંથી દશ બાર કલાક તો વ્યવહારમાં ગાળે છે, અને વળી કેટલાક કલાક નિદ્રામાં ગાળે છે. કેટલોક સમય ઇધર તીધરનાં ગપ્પાં ઠોકવામાં કાઢે છે. અલ્પ સમય પણ **આત્મિક વિચારમાં** જતો હોય તો ધન ભાગ્ય ! અહો કેવી ભૂલ થઇ છે. પ્રેમી બંધુઓ હવે તેવી વર્તણુક રાખશો નહીં.

જો તીર્થંકરોનાં સૂત્રો ખરાં છે તો પછી મનુષ્યોએ સુખને શોધવા આત્માને છોડીને બીજા ઠેકાણે શા માટે ફાંફાં મારવાં જોઇએ? મનુષ્યમાં **આત્મા** જો ન હોય તો તે શું સંપાદન કરવા શક્તિમાન થઇ શકે? સુખ પ્રાપ્ત

કરવા માટે આત્માની શક્તિયોને જાગ્રત કરવા શિવાય મનુષ્યનું અન્ય શું કર્તવ્ય છે; જો સતશાસ્ત્રો અને સત્ પુરુષોપર વિશ્વાસ છે તો આત્મજ્ઞાનના ઉપાયો સેવે તો શું તે તેનું ખરૂં કર્તવ્ય નથી?

આમ કરૂં તો હું મહા વિદ્વાન્ થાઉં, અમુક કળા કરૂં તો અમુક લાગવગમાં ફાવી જાઉં, અમુક પાસે જાઉં તો અમુક વસ્તુ લેઇ આવું, અને ફલાણે ઠેકાણે જાઉં તો ફલાણું કાર્ય સિદ્ધ કરી આવું, એવી પચ્ચાશહજાર ઇચ્છાઓ તમારા અંતઃકરણમાં ઉદય થાય છે નહિ વારૂ? અને તમારી ઇચ્છાનુસાર ઘણે પ્રસંગે પ્રયત્ન કરી જોતાં છતાં પણ અનંતજ્ઞાન અનંતશક્તિના મૂળમાં તમોએ પ્રવેશ કર્યો નથી, અને અતૃપ્તિ અને અશાંતિની અગ્નિની મહાજ્વાલાઓ પ્રતિક્ષણે ચિંતારૂપ વાયુથી ભભુકા મારતી તમારૂં હૃદય બાળેછે, તેનો અનુભવ તમે નથી જોયો વારૂં. તેમ છતાં અંતરમાં સુખ છે એ ભાન ભૂલી તમો ક્યાં દોટો નથી મારતા? આ શું જણાવે છે કે તમને આત્મશ્રદ્ધા નથી.

**આત્મસ્વરૂપ** પ્રતિ વળવું. **આત્મજ્ઞાન** પ્રાપ્ત કરવું, અને **આત્મસ્વરૂપ**માં રમવું, એ વિના વ્યાહારિક વા પારમાર્થિક સુખનો ઉદય નથી.

પણ **આત્મસ્વરૂપ** પ્રતિ વળવું શી રીતે ? **આત્મજ્ઞાન પ્રાપ્ત કરવું શી રીતે** ? તેના કંઇ ઉપાયો કહેશો ? **આત્મજ્ઞાન** સુખનું નિધાન છે એવું સાંભળી સાંભળીને હમારા કાન બ્હેર મારી ગયા છે. સઘળા મહાત્માઓ કહે છે કે **આત્મજ્ઞાન** પ્રાપ્ત કરો 'પ્રાપ્ત કરો' એમ લાંબા હાથ કરી કરીને કહે છે. પ્રત્યેક ગ્રન્થોમાં પણ તેમ લખાયું છે, પણ આત્માનું જ્ઞાન અમારા જેવાએ શી રીતે લેવું તેનો કોઇ પણ ઉપાય બતાવે છે ?

ઉપાયમાં કહેવું પડશે કે—**મનની શાંત અક્રિય અવસ્થા કરવી.**

**श्लोक**

**चित्तमेव हि संसारो, रागादिक्लेशवासितम् ॥**
**तदेवतैर्विनिर्मुक्तं, भवांत इति कथ्यते ॥ १ ॥**

અક્રિય થાઓ. તમો પોતેજ પરમાત્મા છો એમ સ્વાનુભવથી જાણશો.

મનની અક્રિય અવસ્થા કરવા માટે સાધનમાત્રનો ઉપયોગ છે. તમને સર્વ પ્રકારે અર્થાત્ શરીરથી મનથી અક્રિય શાંત થતાં સ્થિર થતાં આવડ્યું એટલે રાજાઓના

રાજા કેમ થવું તે કળા તમે સિદ્ધ કરી એમ નક્કી જાણવું. આ કળા સિદ્ધ કરવામાં સર્વ મુશ્કેલીઓ રહેલી છે.

તમને આ કળા સિદ્ધ કરવાની સાચી આતુરતા છે? તેનો તમારા અંતઃકરણમાં વિશ્વાસ છે? તે સંબંધી પ્રયત્ન કરવાને તમો કટિબદ્ધ થયા છો?

તમારા આત્મસ્વરૂપનો તમારે અનુભવ કરવો છે? તમને નિત્ય સંતાપ આપતાં અતૃપ્તિ અને અસંતોષનો તમારે તિરસ્કાર કરવો છે? અન્યજનોની પરતંત્રતા ત્યજીને સ્વતંત્ર સ્વાત્માલંબી થવાની તમારી ઇચ્છા છે? પ્રયત્ન માટે જે સમયનો ભોગ આપવો પડે તે આપવા ઉત્સાહ મજબુત ધરાવોછો? અધૈર્યપણું છોડીને ફળની આશાએ ધૈર્ય ધરવાની પ્રતિજ્ઞા તમો કરો છો? કાલથી પ્રયત્ન કરીશું એવા દરીદ્રીના વાયદા છોડી દેઇ આજથીજ પ્રયત્ન કરવાને તમે સાવધાન થયા છો? જો હા તો લક્ષપૂર્વક શ્રવણ કરો.

પ્રાતઃકાળે નિત્ય તમે ઉઠતા હો તે કરતાં અર્ધો કલાક વા કલાક વહેલા ઉઠો. તમારી નિત્યક્રિયાઓ શાંતથી કરો. પછી આત્મસ્વરૂપનું અર્ધો કલાક વા કલાક સંશોધન કરવાના નિશ્ચયથી એકાંત સ્થાનમાં પ્રવેશો. તમારા આત્મિક

પ્રયત્નમાં તમને કોઇ વિક્ષેપ પાડે નહીં તેમ પ્રથમથી સગવડ કરી રાખો. કોઈ ગમે તેવા અગત્યના કામ માટે મળવા આવે તો પણ તેને મળશો નહિ.

જે સ્થાનમાં તમો બેસો તે સ્થાન સ્વચ્છ હવાવાળું રાખજો, અન્યજનોના શબ્દો સંભળાય નહીં તેવી સગવડ કરજો. દશાંગધૂપ વિગેરે કરજો, પશ્ચાત્ ખીછાનું ગરમ વાપરજો, હૃદયમાં ઉત્સાહની જાગૃતિ કરી સદ્ગુરૂનું કેટલીક વખત સુધી સ્મરણ કરી પંચાંગનમસ્કાર મનોદ્વારા કરજો. હવે તમે તમારા આત્માપ્રતિ વૃત્તિ દોરજો, આત્મસ્વરૂપનો અનુભવ સર્વથા પ્રકારે **અક્રિય** થવાથી થાયછે, અને સર્વથા પ્રકારે શરીર, ઇંદ્રિયો અને મનને ક્રિયારહિત સ્થિર કરવાં. સ્થિર થતાં મનમાં વિચારો જુદા જુદા સપાસપ પ્રવેશ કરશે તેને આત્મપ્રતિ લક્ષ દેઇ વારજો. જ્યારે તમે શરીરને કોઇ પણ ક્રિયા કરવા દેતા નથી. પણ તેને એકજ સ્થિતિમાં લાંબો સમય પડી રહેવા દોછો, ત્યારે ઇંદ્રિયો તથા મન આપોઆપ અર્ધ ક્રિયારહિત થઇ જાયછે. એ તમે જાણતાજ હશો. આથી શરીરને **અક્રિય** કરવા માટે **પદ્માસન વા સિદ્ધાસન** કે એવું બીજું કોઇ આસન, યોગનું તમને અનુકૂળ લાગે તે કરજો. શરીર અવયવોને

બહુ તંગ ન રાખશો. પણ સિદ્ધા ટટાર બેસતાં છતાં શરીરનાં સર્વ ગાત્રને શિથિલ કરજો. કારણ કે શરીરની શિથિલ અવસ્થામાં શરીરને વિશ્રાંતિ મળે છે, આસન વાળીને પૂર્વાભિમુખ વા ઉત્તરાભિમુખ બેસજો. શરીરની ક્રિયામાત્રથી રહિત થજો. એક પણ અવયવને હલાવશો નહિ. નેત્રની દ્રષ્ટિને બે ભ્રૂની મધ્યમાં સ્થાપજો.

એટલે ઉંચા નેત્ર ન જાય તો સહજ ઉંચી ભ્રૂપ્રતિ દૃષ્ટિ સ્થાપજો, પછી આંખના પલકારા મારવા છોડી દેજો, શરીરને કેવળ ક્રિયા રહિત કરવાનું છે, માટે એ બાબતને પુનઃ પુનઃ યાદ કરાવવામાં આવે છે. ઉધરસ ખાવી, બગાસાં ખાવાં, મોં ઉપર માખી આવે તો તેને હાથવતે ઉડાડવી, એ વિગેરે શરીરની ક્રિયાઓ થોડી થોડી પણ ચાલતી રહે છે ત્યાં સુધી શરીર ક્રિયા વગરનું થતું નથી, અને પરિણામે શાંત અક્રિય અવસ્થા આપણે સાધવાની છે તે સધાતી નથી, માટે એક નાની અંગુલી પણ હલાવતાં સાવધાન રહેજો. થોડીવાર એક દૃષ્ટિએ ભ્રૂમધ્યમાં જોઈ રહ્યા પછી નેત્રને શ્રમ જણાય એટલે ધીરેથી નેત્રને બંધ કરજો. અને લક્ષ ત્રિપુટીમાં સ્થિર ચિત્તથી રાખશો. કોઇ પણ વસ્તુની યાદી આવે નહીં તેમ કરશો. વળી ચિત્ત વારંવાર

ડગાવશો નહીં, ત્રિપુટીમાં એક સરખા ત્રણ કલાક સુધી દૃષ્ટિ સ્થિર થતાં પ્રથમ અનેક રંગના ભૂત પ્રતિભાસશે, વળી આગળ વધતાં અનેક રંગના ગોળા દેખાશે. પણ તેમાં ચિત્ત જોવા પ્રેરશો નહીં હો. ચિત્ત તો પોતાના લક્ષમાં ને લક્ષમાં રાખશો. ત્રિપુટીના મધ્ય ભાગમાં ઝમઝમ થતું તમને દેખાશે. આસપાસની નસો આકર્ષાશે, પ્રાણ ઉપર ચડવા પ્રયત્ન કરશે. નાસિકામાંથી શ્વાસોશ્વાસ ધીરે ધીરે વહેશે. પ્રાણવાયુ કેટલીક વખત તો એમ લાગશે કે જાણે બહાર નીકળતોજ નથી. જેમ જેમ ત્રિપુટીમાં લક્ષ સ્થિર રહેશે તેમ તેમ સુખનો અનુભવ થશે. તમે જાણે નવા સ્વરૂપમાં આવ્યા છો એવું જણાશે, ઉત્સાહને વધારશો. ત્રણ કલાક સુધીની લક્ષવૃત્તિ ત્રિપુટીમાં રહે એ કંઇ એક દિવસમાં બનવાનું નથી. કેરીનો ગોટલો વાવ્યો એટલે તુરત ને તુરત સાખીઆં ખાવાં એવી બુદ્ધિ જો તમારી વર્તતી હોય તો આ માર્ગના તમે અધિકારી નથી. પ્રતિદિન અભ્યાસ કરતાં કરતાં તમે મિનિટ બે મિનિટ વધવાના. ટીટોડીના સાહસની પેઠે તમો સાહસ મૂકશો નહીં. તમારી આગળ એ ત્રાટકનું માહાત્મ્ય અને તેનો અનુભવ હાલ હું જાણતાં છતાં પણ મૂકવાનો નથી. કારણ કે મારો

અંતરાત્મા તે સ્વરૂપ લખી દેવાની ના કહે છે. એ સ્વ-રૂપની વાર્તા તો શિષ્યની યોગ્યતા પ્રમાણે કહેવાય છે અને યોગ્યતા થઇ છે, તેને હવે દેશકાળ ભાવથી કેટલાં સાધન પ્રાપ્ત કરાવવાં જોઇએ તે ગુરૂના હાથમાં વાત છે. ગુરૂવિના પોતાની મેળે જે સાહસ ઉઠાવે છે તે ખરૂ તત્ત્વનું રહસ્ય પામી શકતા નથી અને ઉલટા ભ્રષ્ટ થાય છે, હવે આ વાત અહીંથી રહેવા દેઇ તમને હવે તમને કરવા લાયક સત્ક્રિયા જણાવું છું. પૂર્વોક્તરીત્યા ભ્રૂમધ્યમાં સ્થિર દ્રષ્ટિ રાખી તમો ધ્યાન વૃદ્ધિ અર્થે પ્રયત્ન કરશો. નાસિકાદ્વારા શ્વાસ લેવાની ટેવ પાડશો. નાસિકાદ્વારા શ્વાસોશ્વાસ ગ્રહનાર મૂકનાર પુરૂષ આરોગ્ય તથા બળને પ્રાપ્ત કરે છે, અને મુખવાટે નિરંતર શ્વાસ લેવા મૂકવાથી નિર્બલતાને શરણુ થવું પડે છે અને અનેક વ્યાધિયોનો ઉત્પત્તિ પ્રસંગ પામે છે.

**પ્રાણાયામનો** અભ્યાસ કરનારાઓએ નાકવાટે શ્વાસની ક્રિયા કરવાની છે અને બીજાઓને નથી. એમ નથી. સર્વને માટે આ નિયમ છે. કોઇ પણ મનુષ્ય **પ્રાણાયામનો** અભ્યાસ કરતો હોય અગર નહીં તોપણ ચોવીસે કલાક નાસિકા વાટે શ્વાસ લેવાની જરૂર છે. અસંખ્ય મનુષ્યો કે જ્યારે તેમને શરીરને મહેનત પહોંચે છે ત્યારે મુખ પહોળું

કરીને હાંફવા મંડી જાય છે. ઘેરાં તો શરીરનો થાક લાગતાં મુખથી હાંફવા મંડી જાય છે, અને તેથી નિર્બલ થવાનો સમય આવે છે. નિર્બલ રોગી મનુષ્યો તો ઉઠતાં બેસતાં જરા ચાલતાં શ્વાસ લેવા મૂકવામાં નાકને બદલે મુખનોજ ઉપયોગ કરે છે. દમના વ્યાધિથી પીડાતા મનુષ્યો નાસિકાથી શ્વાસ લેવો બીલકુલ ભૂલી ગયા હોય છે, અને શ્વાસ ચઢતાં મોટા અવાજ સાથે મુખથી વાયુને ગ્રહણ કરે છે. તથા મૂકે છે. આ પ્રમાણે એકલા રોગીઓમાંજ નહીં પણ નીરોગી મનુષ્યોમાં અવલોકવામાં આવે તો નાનાં મોટાં સર્વ નાકવાટે વાયુ ગ્રહણ કરવાને તથા મૂકવાને બદલે મુખવાટે આ ક્રિયા કરે છે. તેથી કેટલી હાનિ થઇ છે અને થશે. તેથી તે લોકો અજ્ઞાન રહે છે. તેમને સમજણ આપવામાં આવે તો વ્યાધિનો કેટલેક અંશે નાશ થાય છે, હવે સામાન્ય શ્વાસોશ્વાસની ક્રિયા આ પ્રમાણે કરવાથી જ્યારે લાભ થાય છે. ત્યારે **પ્રાણાયામની** ક્રિયાથી તો અત્યંત લાભ થાય છે તે અત્ર કથવું પડે છે. **શ્રી હેમચંદ્ર આચાર્યે** આપણા બહુ લાભ અર્થે **યોગશાસ્ત્ર** ગ્રંથ બનાવ્યો છે. તેમાં **યમ, નિયમ, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધારણા, ધ્યાન** અને **સમાધિ.** એ આઠ અં-

ગનું સારી રીતે અનુભવથી વર્ણન કર્યું છે. **પ્રાણાયામની** ક્રિયામાં તેઓ મહા સમર્થ હતા. એકવીસ પાટો મૂકાવી એકવીસમી પાટ ઉપર બેશી નીચેની સર્વ પાટો કાઢી નંખાવી, આકાશમાં અધર રહી લોકોને ઉપદેશ પણ પ્રાણનો નિરોધ કરી આપતા હતા. એ શું સૂચવે છે? તેઓ **પ્રાણાયામ** અનેક પ્રકારનો જાણતા હતા, અને દરેક નાડીઓના પ્રાણને સ્તંભન કરવાની સૂક્ષ્મ કળાઓ દૃઢ સાહસથી તેમણે પ્રાપ્ત કરી હતી. શ્રીચિદાનંદ વા કર્પૂરચંદજી મહારાજ પણ **આત્મશક્તિ** તરફ વળતાં પ્રાણાયામની સારી ક્રિયા કરી શકતા હતા, અને તે યોગિરાજની પદવી પામ્યા છે. તેમણે **ચિદાનંદ સ્વરોદય** નામનો ગ્રંથ બનાવ્યો છે તેની અંદર સ્વર સંબંધી પોતાના અનુભવ પ્રમાણે સારૂ ધ્યાન આપ્યું છે અને તેમાંના લેખ સર્વ તે પ્રમાણે અનુભવથી ખરા પડે છે, થોડા સૈકાથી જૈનોમાંથી **આધ્યાત્મિક વિદ્યા** નષ્ટ થઇ અને થતી જાય છે. જૈનોમાં કોઇ તે સંબંધી કોઇ પ્રયત્ન કરે છે તો કેટલાક મૂર્ખાનંદો એમ કહે છે કે આવું તો આપણામાં નહોતું. પણ તે જાણતા નથી કે કેવલ જ્ઞાનીની દૃષ્ટિમાં કયી બાબત અજાણી છે? શું **પ્રાણાયામ** કરવાની ક્રિયા જૈનોમાં નથી. એમ કોઈ કહેશે ના;

શી રીતે કહી શકાય. હજારો પુરાવા મોજુદ છે. પ્રતિષ્ટા વખતે વા મંત્રના જાપ વખતે અમુક પદ્માસન વા સિદ્ધાસન કરવું. એ પણ જૈનના ગ્રંથથીજ સિદ્ધ થાય છે. **આત્મ-જ્ઞાન** મેળવવાને માટે શરીર સ્વાસ્થ્યતાની પણ જરૂર છે અને તે શરીર સ્વાસ્થ્યતા માટે પ્રાણાયામ આદિની પણ જરૂર છે. એવું સમજીને શ્રી હેમચંદ્ર આચાર્યજીએ આપણા ઉપર મોટા ઉપકાર કર્યો છે. માટે તેમની આજ્ઞા મસ્તકે ચડાવવી. હવે મૂળ પોઇંટ ઉપર આવી તેનું વિવે-ચન કરીએ.

આપણે જે હવા શ્વાસમાં લેઇએ છીએ તે હવામાં રહેલા કચરાને ગાળી નાખનાર ગરણી આપણાં નસકોરાં છે.

જ્યારે નાસિકાવતી આપણે શ્વાસ લઇએ છીએ. ત્યારે હવામાં રહેલાં ધુળનાં રજકણો કે એવો બીજો કોઇજ મળ નસકોરાંમાં ખળી રહે છે તે અંદર જવા પામતો નથી. પણ જ્યારે મુખવાટે શ્વાસ લેવામાં આવે ત્યારે હવામાં રહેલા કચરાને ફેફસામાં જતો અટકાવનાર કોઇપણ રચના મુખમાં નથી, આથી મુખવાટે શ્વાસોશ્વાસ લેવામાં રોગના ભોગ થઇ શકાય છે, વળી ઠંડીના દીવસોમાં જ્યારે નાસિ-કાથી શ્વાસ લેવામાં આવે છે ત્યારે હવા ગરમ થઇને ફે-

ફેફસાંમાં જાય છે, પણ મુખવાટે શ્વાસ લેવામાં આવે છે ત્યારે ઠંડીને ઠંડી હવા અંદર જાય છે, અને એનું પરિણામ એ આવે છે કે ઘણી ઠંડી હવાથી ફેફસાં ઉપર કોઇ પ્રસંગે સોજો ચડે છે. રાત્રે પહોળું મોં મુકી સુનારને સવારે જ્યારે તે જાગે છે ત્યારે કંઠમાં તથા મુખમાં શોષનો અનુભવ થાય છે. આ સર્વ વ્યાધિનાં બીજકો શરીરમાં રોપાવાનાં ચિનહો છે.

નાસિકાના બે છિદ્રોમાં પુષ્કળ વાળની રચના થઇ હોય છે. આ વાળ હવામાં રહેલાં ધુળનાં રજકણોને, રોગજનક જંતુઓને તથા એવા બીજાજ કચરાને ફેફસામાં જતો અટકાવે છે, આ રોકાઇ રહેલો કચરો જ્યારે આપણે વાયુ બહાર કાઢીએ છીએ ત્યારે તે બહાર નીકળી જાય છે. વળી ઉપરના ભાગમાં નાસિકાને આર્દ્ર રાખનાર ચીકણો રસ રહે છે, તે રસ પણ ધુળ કચરાને અંદર પ્રવેશતાં અટકાવે છે. મુખમાં આમાંનું કશુંજ નથી, અને તેથી શ્વાસોશ્વાસ લેતાં રોગનાં કારણો ઠેઠ ફેફસામાં પ્રવેશી જાય છે, કસરતની વખતે મનુષ્ય મુખથી હાંફે તો હરકત જેવું નથી. અન્યથા હાનિકર છે.

હવાને શુદ્ધ થવાનું જે નાસિકાયંત્ર તે દ્વારા થઇને

હવા શ્વાસ નલીકામાં પ્રવેશ કરતી નથી. ત્યાં સુધી તે ફે-ફસામાં પ્રવેશ કરવાને કદી યોગ્ય થતી નથી. કોઇ પ્રસંગે નાસિકાયંત્રને ગણકાર્યા વિના કચરો આગળ જાય છે ત્યારે અંતરની શક્તિ છીંક લાવીને ફેફસાંનું રક્ષણ કરે છે, અને એક ધક્કો મારીને મળને બહાર કાઢી નાંખે છે.

આપણા નિત્યના પીવાના જળમાં અને જળની વરાળ કરીને તે વરાળ બનાવેલા પાણીમાં જેટલો ભેદ પડે છે. તેટલોજ ભેદ બહારની હવામાં અને નાસિકાદ્વારા શુદ્ધ થઇને ફેફસાંની અંદર ગયેલી હવામાં છે, એક સ્વચ્છ હવા છે. બીજી અસ્વચ્છ હવા છે, મુખથી શ્વાસ લેનાર અશુદ્ધ હવા ગ્રહણ કરે છે. અને નાસિકાથી શ્વાસ લેનાર શુદ્ધ હવા ગ્રહણ કરે છે. કેટલાક લોકો નાસિકાના છિદ્રદ્વારા જળ પીવે છે. અભ્યાસ વધતાં એક ઝારી જળથી ભરી તેનું નાળચું નાકના છિદ્રમાં મૂકી આખી ઝારી સુખ પૂર્વક પી શકાય છે. આથી ચક્ષુના તથા મસ્તકના વિવિધ વ્યા-ધિઓ નાશ પામે છે.

સમજો કે હવે નાસિકાદ્વારા શ્વાસોશ્વાસ લેવાનો કેટલો જીવનનો સુધારો છે? ત્યારે હવે **પ્રાણાયામ** કરવાથી આખા શરીરના આંતરડામાં ફેફસામાં કેટલો બધો ફેરફાર

થઇ જીવન પોષાય છે તે યોગીઓ સારી રીતે જાણી શકે છે.

### પ્રાણાયામ શી રીતે કરવા.

ઇડા એટલે ડાબી નાસિકાથી પ્રથમ વાયુ ઉદરમાં પૂરજો, અને જ્યાં સુધી ગભરામણ થાય નહીં ત્યાં સુધી રહેવા દેઇ પશ્ચાત્ પીંગળા એટલે જમણી નાડીથી ધીમે ધીમે વાયુ બાહિર કાઢજો. પાછો પીંગળાનાડીથી વાયુપૂરી કુંભક કરજો અને રેચક કરી ઇડા નાડીથી વાયુ હળવે હળવે બહાર કાઢજો. પાછો ઇડાથી વાયુ પૂરી કુંભક કરી પીંગળાથી રેચક કરી બહાર કાઢજો પાછો પીંગળાથી વાયુ ઉદરમાં પૂરી કુંભક કરી ઇડાથી રેચક કરી વાયુ બહાર કાઢજો. એ અનુક્રમે વીશ પ્રાણાયામ કરવાનો વા ૨૫–૩૦ પ્રાણાયામ કરવાનો મહાવરો રાખશો. પૂરક કરતાં પ્રત્યેક સમયે ૐ અર્હમ્‌નો માનસિક ઉચ્ચાર કરજો. અને કુંભક વખતે પ્રત્યેક કાળે ( દરેક કુંભકકાળે ) હું આત્મસ્વરૂપમય છું. એમ માનસિક જાપ સ્મરણ કર્યા કરજો અને રેચક એટલે વાયુ બહાર કાઢતી વખતે સર્વ અશાંતિને દૂર કરૂં છું આ પ્રમાણે માનસિક જાપ પ્રત્યેક રેચકમાં કરજો. આસનમાં પદ્માસન કે સિંહાસનને દૃઢ રી-

ખજો. આમ સંધ્યા સવાર મધ્યાન્હ અને રાત્રે આ અનુક્રમ પ્રમાણે વીશ વીશ પ્રાણાયામ કરજો. એ ત્રણ મહીનાની સતત ક્રિયાથી તમારા જીવનમાં ઉચ્ચ ફેરફાર માલુમ પડશે. ખાવાનો ખોરાક સંપત્તિ પ્રમાણે ઠીક રાખજો. તેમાં પણ દૂધ ઘીનો મહાવરો રાખજો. મળસાફ ઉતરે એટલું અન્ન જોવાનું છે. આ પ્રમાણે ક્રમ બાર મહીના સુધી પ્રથમ ગૃહસ્થાવાસમાં હોવતો ચલાવો.

તમારી આ ક્રિયાની શરૂઆતમાં સૂચના કે તમો સર્વજીવો ઉપર પ્રેમભાવના રાખતાં શીખજો. જગત્‌માં કોઇ હાથી હોય, કીડી હોય, મંકોડી હોય કે નાનો સરખો છોડવો હોય તો પણ તેના ઉપર નિરંતર પ્રેમભાવ રાખવો જોઇએ. શત્રુ અને મિત્ર સર્વનું હિત ઇચ્છો, પણ અહિતતો કોઇનું નજ ઇચ્છો અને સ્મરણમાં રાખો કે— તમારા અંતઃકરણના દોષથી તમો શત્રુનું ભલું ઇચ્છતા નથી. શત્રુનું ભલું શા માટે ઇચ્છતા નથી, જો તમારૂ મન દોષીલું રહે છે, અને તે દોષીલા મનથી તમો દોષ રહિત શી રીતે થઇ શકશો. સર્વ દોષ, મનના કાઢી નાંખો. જ્યાં સુધી તમારૂં મન દોષી છે ત્યાં સુધી તમો પ્રેમસ્થાન શી રીતે બની શકો, સર્વ જીવના ઉપર શુદ્ધ પ્રેમ વર્ષાવો ! ત્યારે;

શુદ્ધ પ્રેમના ભોગી બનો. એ પ્રેમ દયામય છે તેથી તે શુદ્ધ છે. આવી ભાવના આવ્યા વિના મન નિર્મલ બનવાનું નથી અને નિર્મલ મન વિના ઉચ્ચ શ્રેણિ પ્રાપ્ત થઇ શકતી નથી. સજ્જનો, આ પ્રેમ સ્વાર્થ બુદ્ધિનો નથી માટે તે અહર્નિશ સેવજો તમો પ્રભુનું ભજન કરો છો. પ્રભુની ઉપાસના કરો છો. પણ તમારૂ મનનિર્મલ થયા વિના તે પ્રભુ ભજન ઉપાસનાથી જે સુખો પ્રાપ્ત થાય છે તે મેળવી શકયા નથી. તમારૂ અંતઃકરણ જેમ જેમ ભૂત માત્ર ઉપર દયાવાળું અને પ્રેમની લાગણીવાળું થતું જશે. એટલે તમે તેમ તેમ શરીરની અંદર રહેલા આત્મારૂપી પરમેશ્વર-ની અધિક સમીપમાં આવતા જશો અને તેમ તેમ તમે સર્વ કાર્ય સિદ્ધ કરનારી એકાગ્રતાને સત્વર સિદ્ધ કરતા જશો.

સર્વ સંકટ માત્રથી તમારૂ રક્ષણ કરનાર કોઇ અ-મોઘ શસ્ત્ર તમારે જોઇએ છીએ ? તમારા અંતઃકરણના સર્વ મળને કાઢી નાખનારે બળવાન ક્ષારની તમારે ઇચ્છા છે ? જ્યાં જાઓ ત્યાં તમને વિજય મળે એવી કોઇ દૈવી જડી બુટ્ટી તમારે જોઇએ છે ? હા તો એજ છે કે ભૂતમાત્ર ઉપર અમર્યાદ પ્રેમ ચલાવો અને તમને અનુભવ થશે કે મેં અપૂર્વ વસ્તુ પ્રાપ્ત કરી છે.

અશ્રદ્ધાવાનને તે અનુભવ કર્યાવિના સમજાય તેમ નથી. ઉપરનો ક્રમ ઉન્નતિ પ્રાપ્ત કરાવે છે અને મતિને વિશુદ્ધ કરી તેને આધ્યાત્મિક જ્ઞાનનો વિશેષ પ્રકાશ ગ્રહણ કરવા યોગ્ય કરે છે, પદ્માસન વા સિદ્ધાસન બાંધી પૂર્વાભિમુખ બેસવું. નેત્ર બંધ કરવાં—પછે એમ ભાવના કરજો કે હું શરીરમાં રહ્યો છતાં અનંત શક્તિમાન્ છું. અનંત સુખમય છું. અનંત આનંદમય છું. તમને જેવી રીતે ફાવે તેવી રીતે માનસિક જાપ ઉપરના વાક્યોનો ઘણી ક્ષણ સુધી કરજો. વચ્ચમાં અન્ય વસ્તુઓનું સ્મરણ થઇ આવે તેને તમો વારજો. વા કદાપિ અન્યપદાર્થોનું સ્મરણ વિશેષ જોરથી થતું હોય તો—મુખેથી બોલતા બોલતા જાપ કરજો અને નીચે પ્રમાણે—આત્માની સ્તુતિમાં લીન થજો.

स्मरणो एकज आतमा, आनंदनो भंडार ॥
आतम ते परमातमा, देहे व्याप्यो धार ॥ १ ॥
आशा तृष्णा शुं करूं! शीदने करवो शोक ॥
निर्मळ तेथी आतमा, नहि मारामां रोग ॥ २ ॥
अलख स्वरूपी हुं सदा, मारामां बहु सुख ॥
मनना धर्मे फेरफेर, होवे विविध दुःख ॥ ३ ॥
सुखमय आतम हुं सदा, जयजय आतमदेव ॥
अनंतशक्ति स्वामी तुं, तुंहि देवाधिदेव ॥ ४ ॥

એમ ત્રણવાર ચારવાર કે વિશેષવાર મુખેથી ઉચ્ચાર કરી તેનો અર્થ ચિંતવજો. તમારી વૃત્તિમાં ફેરફાર થશે અને તમો જાણે અંતરંગમાં નવીનશાંતિ અનુભવતા હશો એમ દેખાશે.

ઉપરના વચનના ભાવમાં જેટલો કાળ સંકલ્પરહિત શાંત રહેવાય તેટલો કાળ રહેવું પછી વૃત્તિની વ્યગ્રતા થતાં પ્રાણાયામ પાંચ સાત મિનિટ કરવા તે પછી નિઃસંકલ્પાવસ્થામાં યથાશક્તિ પ્રવેશ કરવો. જે નિઃસંકલ્પ અવસ્થા પૂર્વે સિદ્ધ થવી અત્યંત કઠીન ભાસતી હતી. તે હવે આ પ્રકારે નિત્યભાવના કરતાં કંઇક અંશમાં સધાતી હોય એમ અનુભવ થશે.

અનંત જન્મોથી પોતાને બહિરાત્મભાવ જેને દૃઢ થયો છે. એવા સાધકને માસ વા બે માસના અભ્યાસથી બહિરાત્મભાવનું વિસ્મરણ થઇ **અંતરાત્મભાવ** અખંડ જાગ્રત રહે એ બનવું અશક્ય છે. અનંત ભવના અભ્યાસથી દૃઢ થઇ ગએલા **બહિરાત્મભાવના** સંસ્કારો **અંતરાત્મભાવની** ભાવના કરતાં છતાં પણ તેના હૃદયમાં રહી રહીને સ્ફુરે છે. વ્યવહાર કાળમાં સાંસારિક કાર્ય કરતાં હૃદયમાં પડેલા વિષય-મોજ શોખના સંસ્કારો દુર્બલ થવા છતાં

પણ નિર્મૂળ થયેલા ન હોવાથી પુનઃ પુનઃ તેનો નિરોધ કરતાં પણ તે જાગ્રત્ થાય છે. હું દુર્બળ છું, ગરીબ છું, મારૂં શું થશે? મારા પુત્રોનું શું થશે, નિભાવ શી રીતે બની રહેશે? અમુક પ્રકારે સાવધાન નહિ રહું તો અમુક મારૂં કાટલું ધડી નાખશે, આવા આવા અનેક વિચારો સંયમ સાધવા પ્રવૃત્ત થએલા સાધકના અંતઃકરણમાં વિક્ષેપ કરવાને માટે લાગ જોઇ બેશી રહ્યા હોય છે, સાધક પોતાના સ્વરૂપમાંથી આડો જાય છે કે તુરત તેના અંતઃકરણમાં અપાઆપ તે વિચારો પ્રવેશ કરી સાધકને બાધક બનાવી દે છે. શ્રી વીરપ્રભુના પુત્રસાધક આમ બનતું જોઇ લેશ પણ ગભરાશો નહિ. આમ બનવું એ અનાદિ કાળથી અશુદ્ધ ભાવના જોરે થયા કરે છે. તમનેજ આજે આવો અનુભવ થાય છે એમ કંઇ નથી પણ પ્રત્યેક સંયમ સાધનાર પુરૂષને પ્રથમ આવોજ અનુભવ થાય છે. આથી તમારે નિરાશ કે આળસુ બનવાનું કંઇ કારણ નથી. તમો વીરપ્રભુના ઉદ્યોગ ઉપર ધ્યાન આપો. તેમણે કેવળજ્ઞાન પ્રાપ્ત કરવા સાડાબાર વર્ષ પર્યંત ધ્યાનાવસ્થા ગાળી હતી, વાવ્યો આંબો કે તુરત કંઇ કેરી પાકવાની નથી, નિશાળમાં બેઠા કે તુરત કંઇ એમ. એ. ની પદવી મેળવાતી નથી, સરો-

વર પણ ટીપે ટીપે ભરાય છે, તમને પ્રથમ નિશાળમાં બેસીને પેનવડે એકડો કાઢતાં કેટલી મહેનત પડતી હતી તેને ઠેકાણે હાલ તમે કેટલી જ્ઞાનની ઉચ્ચ સ્થિતિ મેળવી છે. એ શું ભૂલી ગયા ? માટે ધૈર્ય ધરો, અભ્યાસ કરો, અભ્યાસ અને વૈરાગ્યવડેજ આ મનમાં ઉઠતા વિક્ષેપોનો જય કરવા ઉપોગી થવું ઘટે છે. અભ્યાસ અને તેની પુષ્ટિ કરનાર વૈરાગ્યવડે મનનો જય કરવો, લેશ પણ કઠીન નથી. શું તમારા હૃદયમાં પાછો **બહિરાત્મભાવ (સંસારભાવ)** સ્ફુર્યો છે ? વિકારોનો હૃદયમાં પ્રવેશ થયેલો અનુભવાય છે ! ચિંતા અને ભયવડે પાછા તમે વ્યાકુળ થયા છો ? કંઈ હરકત નથી. **પુનઃ** સાવધાન થાઓ, નેત્ર મીંચો, અને **પુનઃ આત્મભાવના** કરો. તમે જાણોજ છો કે એકના એકજ વિચારને પુનઃપુનઃમગજમાં મનન કર્યાથી તે વિચારના સંસ્કાર દૃઢ થતા જાય છે. અને તે વિચારથી ભિન્ન પ્રકારના વિચારોના સંસ્કાર દુર્બળ થતા જઇ પરિણામે નિર્મૂળ થઈ જાય છે. આથી **પરમાત્મસુખની** ઇચ્છાના વિચારોને પુનઃપુનઃ મનમાં સ્ફુરાવ્યા કરવા અને વિરોધી વિચાર સ્ફુરે કે તેના પ્રતિ અલક્ષ કરી આપણો ઇચ્છેલો અનુકૂળ વિચાર સ્ફુરાવવો, અને તેમાં વૃત્તિને જોડવી, મ-

નથી તેમાં વૃત્તિ ન જોડાય તો આપણો પરમાત્મ વિચાર મોટેથી બોલવો. એકવાર, દશવાર, સોવાર, હજારવાર બોલવો. વા સોઽહં એટલે જ્ઞાન, દર્શન અને ચારિત્ર ગુણમય શરીરમાં રહેલો આત્મા તેજ હું પરાત્મા છું. અન્ય હું નથી એમ સોઽહં પદનો ૐકાર પૂર્વક મુખથી જાપ કરવો, અને અર્થ ચિંતવતા જવું. એટલે ચિત્તવૃત્તિ અન્યત્ર જતી અટકશે, તમારૂં મન વિચારના કુદકા મારતું તમને લાગે તો સોઽહંનો મોટા સ્વરથી જાપ ચલાવવો. મનડું કદિ આમતેમ કુદે તો છો કુદે. તમારે તેના સામુ ન જોતાં જપની મેલટ્રેન પુરપાટ છોડી મૂકવી. પ્રિય બંધુ! આવો આગ્રહ થોડા માસ જારી રાખશો તો પછી ચિત્તવૃત્તિના માથામાં ગજ ઘાલ્યા છે કે તે તમારે તાબે નહીં થાય? પ્રિય ભાઇ સાધનોમાં દોષ નથી. પણ કહ્યા પ્રમાણે ઉદ્યોગ કરવામાં દોષ છે. સાધનો કે સુગુરૂઓનો આજે દુષ્કાળ નથી પણ ઉદ્યોગ કરનારાઓનોજ દુષ્કાળ છે કરવાનું શું છે તે કોને ખબર નથી; સર્વે કોઈ થોડું થોડું સમજી શકે છે પણ બધાને સો મણ રૂની તળાઇમાં સૂતાં સૂતાં ચઉદરાજ લોકના અધિપતિ બનવું છે. તે શી રીતે બની શકે? દશ કે વીશ દિવસ પ્રયત્નાં કરતાં વિઘ્નો જણાયાં કે તુરત અભ્યાસ છોડી દોછો.

અને વાતો. કરતાં કરતાં લાગ્યા અને તેમ ધારો છો તે શી રીતે બને? ભાઇયો પ્રયત્ન કરો પ્રયત્ન કરો.

સાવધાન થાઓ, તમારે તો **પ્રયત્નનેજ** ચિંતામણિ રત્ન જાણી નકામી વાતો તથા આળસને છોડી પ્રયત્નનેજ રાત્રીદિવસ કર્યા કરવો, જેઓ **પ્રયત્ન** કરવાના નિશ્ચયો સેવે છે અને **પ્રયત્ન** કરે છે તેમને **સાધ્યસિદ્ધિ** થાય છે. પ્રિય ભાઇ! વાતનાં વડાં થવાનાંજ નથી. તમારી નકામી આશાના રંગબેરંગી પરપોટા દેડકીના પેટની પેઠે ફાટી ગયા વિના રહેવાના નથી, એ નિશ્ચય માનજો. કરવાનું હોય તે અમલમાં મૂકો, જે કરવાનું હોય તે વર્તમાનકાળમાંજ કરો. કારણ કે વર્તમાનકાળનોજ **પ્રયત્ન** વિજયની વરમાળા તમારા કંઠમાં આરોપનાર છે.

જો તમે વિધિપૂર્વક એટલે એકાગ્રચિત્તથી આ ક્રિયા કરશો તો તમારા શરીરમાં અસંખ્યપ્રદેશી આત્મા વ્યાપી રહેલો છે તેનો અનુભવ થશે, થોડા દિવસમાં અનુભવ નહિ થાય તો કેટલાક દિવસના અભ્યાસ પછી પણ અવશ્ય થશે. તમને અપૂર્વ શાન્તિ તથા સુખનું ભાન થશે, તે શાંતિ અને સુખ **આત્માનુભવીજીવોજ** પામી શકે છે.

તમો આત્મ તરફ લક્ષ રાખી જનસંગને અધિક ન સેવજો, કહ્યું છે કેઃ—

**होवत मन तन चपलता, जनके संग निमित्त;**
**जन संगी होवे नहि, ताते मुनि जगमित्त॥ १ ॥**

સદ્‌વિવેકી વાચકો, આ શિક્ષા ધ્યાનમાં રાખી આત્મધ્યાનમાં પરાયણ થજો, તમો એકાંત જગ્યામાં સ્થિર થઇ તમારા આત્મસ્વરૂપના વિચારમાં તત્પર રહેજો, અને જંગલમાં વા શૂન્ય નિર્જનપ્રદેશમાં વિધિપૂર્વક બેસી દશ દિશામાં ભટકતા મનને તમારા લક્ષ્યસ્થાનમાંજ બદ્ધ કરજો, એટલે પોતાનાથી બે હાથને છેટે કોઇ પદાર્થ મૂકી વિકલ્પ સંકલ્પ કર્યાવિના સ્થિર ચક્ષુથી જોઇ રહેજો, અને સ્થિર ચિત્ત એક કલાક પર્યંત રહે ત્યાંસુધી અભ્યાસ કરજો, અને જ્યારે બાહ્યપ્રદેશમાં ચિત્ત એક ઠેકાણે બંધાઇ જાય છે. એમ નક્કી થયું કે પછી તમે નાભિ, નાસાગ્ર, જીભનો અગ્ર ભાગ, ભ્રૂમધ્ય ભાગ, ઉપર ચિત્તવૃત્તિ એકાગ્ર કરવા ત્યાં લક્ષ રાખજો.

ઉતાવળ કરશો નહિ. હળવે હળવે તમે તે કાર્યમાં પ્રવર્તજો. ધૈર્યથી નાભિ નાસાગ્રના ધ્યાનના પ્રત્યેક ક્રમને રૂડી રીતે સાધજો, જે સાધકો પાયાને પાકો કરે છે, અને તેને

પાછા ફરવામાં જતા સમયથી આકુળ વ્યાકુળ થતા નથી. તેઓ સુદૃઢ ચિત્તભાવને અલ્પ સમયમાં જુએ છે, તેથી ધૈર્ય અને સ્થૈર્યથી સુદૃઢ પાયો નાખજો. શરીર બાહ્ય પ્રદેશમાં એકાગ્રતા પૂર્વક સ્થિર થતાં તેને આંતર લક્ષ્યસ્થળોમાં સ્થાપજો, પણ યાદ રાખજો કે બાહ્યપ્રદેશોમાં ચિત્તવૃત્તિ સ્થિર બરાબર જ્યાં સુધી ન થઇ હોય ત્યાંસુધી તેને સ્થિર કરવા પ્રયત્ન જારી રાખજો, અને એક કલાક ઉપર બરાબર બાહ્ય પ્રદેશોમાં ચિત્તવૃત્તિ સ્થિર થઈ એટલે આંતરત્રાટક સ્થળોમાં ચિત્તવૃત્તિ સ્થાપજો. અનુક્રમ યાદ રાખજો, બાહ્યસ્થળોમાં કોઇ પણ પદાર્થ ઉપર ચિત્તવૃત્તિ સ્થાપવી હોય ત્યારે બે ચક્ષુને મટકાયા વિના સ્થિર આંખથી જોયા કરવું. ચક્ષુમાંથી જલ આવે તો તે લુસી નાંખવું, અને પાછું જોયા કરવું એમ ચક્ષુને તકલીબ ના પડે ત્યાં સુધી જોયા કરવું, તેમ કરતાં કરતાં એક કલાક સ્થિર આંખ રહે અને ચિત્ત પણ સ્થિર થઇ જાય ત્યાંસુધી અભ્યાસ વધારવો, આવી રીતે બાહ્ય પ્રદેશોની સાથે બાહ્યત્રાટક જેણે સિદ્ધ કર્યો છે, તેને ગુરૂગમ મળતાં અને કેટલીક ક્રિયા શિખવતાં મેસ્મેરીઝમ જલદી આવડે છે અને તે પ્રયોગમાં તે ફાવી શકે છે. વા તમો સવારના પહોરમાં સાંજરે ફરવા જાઓ ત્યારે આકાશ તરફ

દૃષ્ટિ સ્થાપી ચિત્તવૃત્તિ સ્થિર કરજો, સવારના પહોરમાં બા-હ્યપ્રદેશમાં ત્રાટક કરો તો પશ્ચિમ દિશાના આકાશ તરફ દૃષ્ટિ સ્થિર રાખી એકાગ્રમન કરજો અને સાંજરે પૂર્વદિશાના આકાશ તરફ દ્રષ્ટિ રાખી ત્રાટક કરજો. ત્રાટક એક કલાક લગભગ થતાં પીળા કાળા લાલ રંગી બેરંગી ગોળાઓ દેખાશે, પણ તેમાં જોવા તરફ લક્ષ દેશો નહિ અને આગળ વધજો, ઉત્સાહ વધારજો, હું સર્વ કરીશ એવી હિમ્મત રાખજો.

બાહ્ય ત્રાટક આકાશમાં કરતાં ન ફાવે તો પ્રભુની મૂર્તિ સામુ એકી નજરથી દેખી સ્થિર ચિતવૃત્તિ રાખજો. પ્રભુની એટલે તીર્થંકરની મૂર્તિના સામું જોઇ ત્રાટક કરવાથી અનેક ગુણ ઉત્પન્ન થાય છે, પણ યાદ રાખવું કે જ્યાં કોઇ હોય નહીં ત્યાં આ પ્રમાણે મૂર્તિના સામું જોઇ પ્રભુ સ્વ-રૂપ મૂર્તિને ધારી એકી નજરે હાલ્યા ચાલ્યા વિના જોઇ રહેવું. પ્રભુની એટલે તીર્થંકરની કોઇ પણ નાની વા મોટી છબીના ઉપર પણ વૃત્તિ સ્થિર થવા ત્રાટક કરવો, અને પરમાત્માના ગુણોનું સ્મરણ કરવું. ત્યારે શું તમે મૂર્તિને પણ માનનારા છો? હા. અવશ્યજ. પરમાત્મા તીર્થંકરના સ્વરૂપનો બોધ થવા મૂર્તિપૂજા એક દ્વાર છે. અને તેથી તે

દોષ રૂપ નથી. પણ ગુણ રૂપ છે. જેઓ મૂર્તિપૂજાનું ખંડન કરે છે તેઓ આત્મોન્નતિના શિખર ઉપર જવાનાં નીચેનાં પગથીયાંને તોડી નાંખી અલ્પ સામર્થ્યવાળાં મનુષ્યોને શિખર ઉપર આવવાના સંભવોનો નાશ કરી નાંખે છે. આશ્ચર્ય જેવું એ છે કે-મૂર્તિપૂજાનું ખંડન કરનારા પોતે જ નિરાકાર પરમાત્માનું ધ્યાન ચિંતવન કરી શકવા સમર્થ હોતા નથી, જો તેઓ પ્રમાણિકપણે પોતાનું અંતઃકરણ તપાસી જુએ તો તેમને સ્પષ્ટ ભાન થયા વિના રહે તેમ નથી, કે તેમની વૃત્તિ ધ્યાન કાળે નિરાકાર પરમાત્માના સ્વરૂપ સાથે લગારે પણ સંબંધવાળી થયેલી હોતી નથી. તેઓ ધ્યાન કરે છે ત્યારે તેઓના અંતઃકરણમાં જે સંકલ્પ વિકલ્પનાં તોફાનો ચાલતાં હોય છે તેજ દર્શાવી આપે છે કે-ધ્યાનના ક્રમથી ધ્યાનનો ક્રમ સિદ્ધ કર્યાવિના એકદમ નિરાકારનું ધ્યાન કરવાનો કુદકો મારવાથી તેઓની તેવી દુર્દશા થાય છે તે જણાય છે. ત્રાટકે વા ધ્યાનકાળે તેઓની વૃત્તિમાં જગતનાં હજારો અને લાખો ચિત્રો એક પછી એક ઉઠતાં હોય છે. માટે ક્રમના અનુસારે પ્રથમ કરી પ્રતિમા આદિ માનવાં તે બહુ સારૂં ડહાપણ ભરેલું કામ છે. જેઓ બાહ્ય ત્રાટક સાધવા ખરી નિષ્ઠાથી પ્રયત્ન

શીલ થાય છે તેમને સમજાયું છે કે—આરંભમાં બાલ્યાવસ્થામાં મૂર્તિનું આલંબન લેવાથી ચિત્તવૃત્તિની સ્થિરતા સુલભ રીતે અને અલ્પ વખતમાં સધાય છે. તેમ અન્ય રીતે થતું નથી.

પાશ્ચાત્ય પ્રજામાં પણ ચિત વૃત્તિની સ્થિરતા સાથે **પ્રતિમા (મૂર્ત્તિ)**ની અગત્યતા સમજાવા લાગી છે. વોલ્ટર ડિવો નામનો એક અંગ્રેજ વિદ્વાન્ ઇશુના ભક્તોને બોધ દેતા કહે છે કે—ઇશુનું પરમ મનોહર રમ્ય ચિત્ર વૃત્તિની એકાગ્રતા સાધવામાં પ્રબળ સાહાય્યરૂપ થાય છે. મૂર્તિનું સૌન્દર્ય કલ્પના શક્તિનું આકર્ષણ કરે છે. મૂર્તિ એ એકાગ્રતાને માટે તથા પ્રભુના ગુણોના સ્મરણ માટે મહામોટું સાધન છે. શું આ વિદ્વાનના સ્વાનુભવ ઉપરથી મૂર્તિ પૂજાની ઉપયોગિતા તમને સ્પષ્ટ નથી થતી? પૂર્વે કહ્યું તેમ વસ્તુતઃ નિરાકારનું તો ધ્યાન કે ચિંતન થતું જ નથી. જ્યાં ધ્યાન કે ચિંતન થાય છે ત્યાં કોઇ પણ પ્રકારની કલ્પના હોય છે, અને આ કલ્પના નિરાકાર નથી પણ સૂક્ષ્મ આકારવાળી હોય છે, એટલે કે તેમાં આકાર સહિત ચિંતવન બંધાયેલું હોયજ છે. એ અધ્યાત્મ શાસ્ત્રના અભ્યાસકો સારી રીતે જાણે છે. પ્રિયબાઇ સમજો કે પરમાત્મા

તીર્થંકર પ્રભુ પ્રથમઅરિહંત તરીકે હતા ત્યારે સાકાર હતા અને પશ્ચાત્ શરીરને છોડી મુક્તિ પદ પામ્યા. હવે વિચારો કે નિરાકારનું તો પ્રથમ જ્ઞાન નથી. તે નિરાકાર સ્વરૂપ કેવી રીતે ચિંતવવું ? તેનું ભાન નથી અને સાકાર પ્રભુ પરમાત્મા તીર્થંકરની મૂર્તિ વા પ્રતિમાનું ધ્યાન પૂજન ન કરવું તે કદાગ્રહી નિરક્ષરનું લક્ષણ છે, માટે સત્ય યોગિયોના પંથને અનુસરી ક્રમે ક્રમે પરમાત્મપદના શિખરે ચઢી શકાય છે. વળી જેમને યથાર્થ યોગતત્ત્વવિત્ સદ્ગુરૂ પ્રાપ્ત હોય તો તેમની છબીનું આલંબન ગ્રહી ધ્યાન કરવું. ત્રાટક કરવો અને વૃત્તિ સ્થિર કરવી ભક્તિ અને શ્રદ્ધા સહિત તમો પ્રતિમા વા ગુરૂની છબી ઉપર ત્રાટક કરશો અને સંયમ સાધશો તો અગમ્ય પરમાત્મ સ્વરૂપ બોધના પાત્ર થઇ રહેશો. આ પ્રકારે બાહ્ય પ્રદેશોમાં ત્રાટક કરી તમો અન્તરમાં એટલે નાભિ નાસાગ્ર ત્રિપુટી વિગેરે સ્થાનમાં ત્રાટક કરજો, તમારી વૃત્તિ તે તે અંતરના સ્થળે સ્થાપજો, અને ગમે તેવાં વિક્ષેપનાં કારણો ઉભાં થાય તો પણ વૃત્તિને શરીરની બહાર ફરવા દેતા નહિ, જેમ કૂપના દર્દુરથી (દેડકાથી) કૂપની બહાર જવાતું નથી. અને કુવામાંને કુવામાંજ તેને રમણ કરવું પડે છે. તેમ તમારી વૃત્તિને લક્ષેલા આંતરસ્થાનમાંજ

ભ્રમણ કરાવજો. એવો સર્વ પ્રકારના સંપૂર્ણ પ્રભાસથી અભ્યાસ પાડજો, અને આ પ્રમાણે શરીરના કોઈ પણ આંતર પ્રદેશમાં એકજ અગ્ર ઉપર તમારી વૃત્તિને ત્રણ કલાક સ્થિર રહેવાનો અભ્યાસ સિદ્ધ થતાં આગળ શું કરવું તે તમને યોગ્યતા પ્રમાણે મુખેમુખ કહેવામાં આવશે. કારણ કે તે ઉપરનો અભ્યાસ બીજી ભૂમિકાનો છે. તેના લાયક જીવને તે ભૂમિકામાં પ્રવેશ કરાવવામાં આવે છે; યોગ્યતા થયા વિના દ્વિતીય ભૂમિકામાં પ્રવેશ કરાવવામાં આવતો નથી. કારણ કે અયોગ્ય ને પરીક્ષા કર્યા વિના તત્ત્વ આપવાથી ગુરુને બહુ જોખમ વેઠવું પડે છે અને શિષ્યને વિદ્યા સફલ થતી નથી. પુસ્તકો તો એક દિશિ દેખાડનાર છે પણ તત્ત્વજ્ઞાનનાં ખરાં રહસ્યો તો ગુરુગમતાથીજ પ્રાપ્ત કરી શકાય છે.

આ પ્રમાણે તત્ત્વ સાધકો! તમો ત્રણ કલાક આન્તર ત્રાટક સિદ્ધ કરો. એટલે તમે મહાશક્તિ સંપાદન કરી છે એમ સમજજો. તમે આ અભ્યાસ કરતાં આત્મશ્રદ્ધા રાખજો. ગમે તેવા નાસ્તિકના પ્રસંગમાં આવો તો પણ તમારું સાધ્યબિંદુ ચૂકશો નહીં, તમોને આ અભ્યાસનું જ્ઞાન આપ્યું. બીજાં પણ આત્મજ્ઞાનનાં પુસ્તકો વાંચ્યાં પણ

સમજો કે જ્ઞાનની સાર્થકતા આચારમાં મૂકવાવડેજ છે. કંઇ મગજમાં ભરી મૂકવાથી નથી. એમ તો પુસ્તકાલયોમાં જ્ઞાન ભરી મૂકયું છે, ત્યાં કાગલોમાં તે ભરી મૂક્યું છે. પુસ્તક પોતાનામાં ભરેલા જ્ઞાનનો ઉપયોગ કરી પોતાનું હિત સાધી શકતું નથી, અને તમે પણ તમારા મગજમાં ભરેલા જ્ઞાનનો ઉપયોગ કરી તમારૂં હિત સાધી શકતા નથી, તેથી તમે જીવ છતાં પણ જડપુસ્તક જેવા થઇ રહ્યા છો. આત્મશ્રદ્ધા વિના તમારા દિલમાં સહસ્ર સંશયો પ્રગટે છે. ભણેલું આચારમાં ઉતાર્યા વિના મહાસાગરના જળ જેવું અમર્યાદ હોય તો પણ તે નકામું છે. દાળ ભાત લાડુ કેમ બનાવવા તેનો વિધિપાક શાસ્ત્રમાંથી ગોખીને મુખે રાખનારનું પેટ ભરાતુ નથી. પરંતુ જાણેલા વિધિને આચારમાં મૂકવાથીજ પેટ ભરાય છે. જેમ આત્મશ્રદ્ધા અધિક તેમ અધિક વિજય અને અધિક અનુભવજ્ઞાન પ્રાપ્ત થતું જાય છે.

હું સર્વ કરવાને સમર્થ છું. એ પ્રકારની આત્મશ્રદ્ધાને પ્રત્યેક ક્ષણે જાગ્રત રાખીને તમે તમારા કાર્યમાં પ્રવૃત્તિ કરો. તમો તમારા અભ્યાસમાં ખંતથી ઉદ્યમ કરો. ઉદ્યમથી સર્વ કાર્ય સિદ્ધ થાય છે. આપણે મનુષ્યનો અવતાર પામ્યા છીએ તે પણ શુભ ઉદ્યમથી પામ્યા

છીએ અને દેવલોકમાં જઈશું તે પણ શુભ ઉદ્યમથીજ સમજવું. પુણ્ય અને પાપ પણ શુભ વા અશુભ ઉદ્યોગનાંજ ફળ છે.

**ઉદ્યમેન હિ સિધ્યંતિ કાર્યાણિ**—ઉદ્યમથીજ સર્વ કાર્યો સિદ્ધ થાય છે, તમે ઉદ્યમ સેવતાં સેવતાં વચ્ચમાં થાકી જઈને કાર્ય પડતું મૂકશો તો તેમાં તમારા પ્રયત્નનો જ દોષ છે. માટે હું કરીશ કરીશ ને કરીશ એ પ્રકારની **આત્મશ્રદ્ધા** અહીં જાણેલું કટિ કસીને આચારમાં મૂકો. તરવાનું ન જાણનાર મનુષ્ય નદીમાં કે તળાવમાં પ્રવેશતાં ડરે છે, ત્યારે તેના મિત્રો જેમ તેને બળાત્કારથી નદીમાં ઘસડી જઈ પછી અંદર છોડી દે છે અને હાથ હલાવવાની તેને ફરજ પાડી ક્રમે ક્રમે તરતાં શિખવે છે. તેમ **આત્મસ્વરૂપ**ની શક્તિ સંપાદન કરતાં ડરતી તમારી વૃત્તિને બળાત્કારથી તેમાં ઘસડી જાઓ અને **આત્મશ્રદ્ધા** પ્રકટાવી તેને ક્રિયા કરવાની ફરજ પાડો. આ કાર્યમાં જો તમને પ્રીતિ હશે પણ અશ્રદ્ધાથી એટલે તે મારાથી કેમ થાય તેમ જાણી અટકયા હશો ? આવા ત્રણ ચાર પ્રયત્નથી તમને તમારા સામર્થ્યમાં વિશ્વાસ પ્રગટશે—અને વિશ્વાસ પ્રગટતાં અધિક વેગથી ક્રિયા થતાં તમે સત્વર વિજયને પ્રાપ્ત કરશો.

સત્ય સાધકો ! સત્ય તમારા શરીરમાં છુપાયેલું છે. તે **આત્મામાંજ** છે. તેની અંદર અનંત શક્તિ ભરેલી છે. તેની અવગણના કરી અન્યત્ર ક્યાં આત્માને શોધો છો. કંઠમાં ચિંતામણિ રત્ન છતાં અત્યંત દૂર પ્રદેશોમાં **ચિન્તામણિ** શોધો છો. પ્રિય તત્ત્વસાધક ! તમે ઘરથી બહાર ગયા હો અને એવામાં તમને ખબર મળે કે તમારે ઘેર તમારા દેશના રાજા તમને મળવા આવ્યા છે. આ વાત તમે સાંભળી કે તુરત ધશમશયા હાંફતા હાંફતા આવી ઘરમાં જુઓ છો; માર્ગમાં તમને કોઈ રોકે તો તેના ઉપર તમે ખીજાઈ જાઓ છો, અને ગૃહમાં પ્રવેશતાંજ તમે ડાફેરા મારતા આમ તેમ જુઓ છો. પ્રથમ ખંડમાં ન મળતાં રાજા ક્યાં છે ક્યાં છે; એમ પૂછો છો ? એવા અનેક રાજાઓ પણ જેની તુલનામાં ન આવે એવા **અસંખ્યપ્રદેશી, અનંતજ્ઞાન, અનંતદર્શન, અનંતચારિત્ર, અનંત વીર્યના** સ્વામી દેખાતા તમારા શરીરમાં બીરાજમાન છે. જેનાથી તમે જાણો છો, પ્રયત્ન કરો છો, એવો **આત્માજ** પોતે **પરમાત્મા** શરીરમાં વ્યાપી રહેલો છે. સર્વ તીર્થંકરો કહે છે કે તેના તરફ લક્ષ આપો. એમ કહે છે તોપણ તમે તે તરફ લક્ષ આપતા નથી, અને તે વાતને **સત્ય માનતા**

નથી. અને માનોછો તોપણ તે **આત્મરૂપપરમેશ્વરને** જોવા **અલ્પ** પણ પ્રયત્ન કરતા નથી. અને **પ્રયત્ન** કરો છો તોપણ વચ્ચમાંથી નિરાશ થઈ મૂકી દોછો. તમો તમારા શરીરમાં ધ્યાનદૃષ્ટિથી જોશો તો **આપોઆપ** અનુભવજ્ઞાને **આત્મા** જણાશે. તમને પરમેશ્વર તમારી પાસે છતાં તમારા હૃદયમાં છતાં **મનુષ્યગતિ**માં જણાવવાનો સંભવ છતાં તમને જોવાની ગરજ નથી. જોવાની નવરાશ નથી. તો તમારા **આત્મા**ને તમે દેખી શકવાના નથી. અને તમે તે આત્મામાં રહેલું **અનન્ત સુખ** ભોગવી શકવાના નથી. નક્કી એ ખરી વાત માનજો. ગંગા નદી ઉત્તરમાં છે. ગંગા ગંગા એમ કરો છો અને દક્ષિણ દિશા તરફ ધસ્યા જાઓ છો. તો શી રીતે ગંગા નદી દેખશો. ભાઈ સમજો, સમજો. તમારી ભૂલ તમારી મેળે સમજી દૂર કરો. અન્ય કોઇ કહેવા આવશે નહિ. ખાવા પીવાની, હરવા ફરવાની મિત્રાદિને હળવા મળવાની, વ્યવહારનાં અસંખ્ય કામો કરવાની તમને નવરાશ મળે છે, નાટકો, ચેટકો જોવાની અને રમત ગમત કરવાની તમને નવરાશ મળે છે, અને હૃદયમાં **આત્મરૂપ પરમાત્મા**ને શોધવાની, ખોળવાની તમને નવરાશ મળતી નથી. બહુ સારૂં બહાર ફર્યા કરો. મોજશોખ

મારો. બહાર સુખ શોધ્યા કરો. **ચિન્તામણિ રત્નની** ઉપેક્ષા કર્યા કરો, અને ધૂમાડાના બાચક ભરી ભરીને બહુ કમાણી કરી લ્યો. આખરે તમારી પેટી ખાલી ખં થયે છતે અને દરિદ્રતાનું દુઃખ જણાયે છતે, **મન મન્દિરમાં આત્માનાં** દર્શન કરવા પધારજો.

દેહ દેવળમાં **અસંખ્યપ્રદેશી દેવ** વસે છે, એવું તમે શ્રદ્ધાપૂર્વક માનોછો તેની ખાતરી શી ? જો તમે માનતાજ હો કે શરીરમાં **પરમાત્મા** છે તો ત્યાં તમે તેને શોધો. પણ તમે ત્યાં નથી શોધતા એ શું દર્શાવે છે ? એ જ કે તમને શરીરમાં વ્યાપી રહેલા **અસંખ્યપ્રદેશી પરમાત્મા સત્તાએ** છે તેની ખાતરી નથી, ખાતરી થઇ હોય તોપણ તમને અગત્ય જણાઈ નથી. કૂવામાં જળ છે એવું જાણતાં છતાં તૃષાતુર મનુષ્ય કૂવામાંથી જળ કાઢવાનો પ્રયત્ન ન કરે તો શું સમજવું ? એજ કે તેને હજી તરસ બરાબર લાગી નથી. અથવા આળસુનો એંદી છે. તેમ તમે પણ શરીરમાં **પરમેશ્વર** છતાં તેની ખાતરી કરી તમે તેનું સ્મરણ કરતા નથી. તેથી એમ સિદ્ધ થાય છે કે તમારે તેની જરૂર નથી. અથવા તમે આળસુના એંદી છો. **આત્મા** એ શું છે ? સર્વસુખનું નિધાન છે, સમગ્ર

કલ્યાણનો ભંડાર છે. સમગ્ર શક્તિનો મહોદધિ છે. કૈવલ્ય જ્ઞાનનો નિધિ છે. સુખ, ઐશ્વર્ય, કલ્યાણને તો તમો રાત્રી દિવસ ઇચ્છો છો એ પ્રાપ્ત કરવા તો તમે રાત્રી દિવસ મરી મટો છો. એ પ્રાપ્ત કરવા માટે રાત્રી કે દિવસ તમે જોતા નથી. તડકો કે ટાઢ, ભૂખ કે તરસ તમે જોતા નથી, અને તે સુખ કલ્યાણ મેળવવા જન્મથી તે મરણ પર્યંત અપાર પ્રયત્ન કરો છો. ગમે તેવા ભયંકર સ્થળમાં કે દેશાંતર જવું હોય તો સુખનેમાટે તમે જાઓ છો, મરણનો ભય પણ ગણતા નથી, તેના કરતાં જેમાં સત્ય અનન્ત સુખ રહેલું છે એવા **આત્મરૂપ પરમાત્મા**ના સામું તો કદિ પણ જોતા નથી, તે **પરમાત્મા**નું જ્ઞાન પણ સદ્ગુરૂ પાસેથી સાંભળતા નથી. અને સદ્ગુરૂ જો તમને તે **આત્મરૂપ પ્રભુ**નું સ્વરૂપ સમજાવે છે તોપણ તમને તે તરફ પ્રીતિ થતી નથી, આ સર્વ શું બતાવે છે? કે તમે તે **પરમાત્મા**ના સુખનો અનુભવ જાણ્યો નથી, અને તે તરફ લક્ષ્ય આપ્યું નથી.

ખરેખર સુખ **અંતર**માં છે, બાહ્ય પદાર્થમાં સુખ નથી, શાંતિ ખરેખર **આત્મા**માં જ છે, બાહ્ય નથી, જ્ઞા

નવાન્ સુખને પોતાનામાં શોધે છે ત્યારે અજ્ઞાની સુખ
જગતના દૃશ્ય પદાર્થોમાં શોધે છે.

**યાદ રાખો, યાદ રાખો કે સુખ આત્મામાં છે** **આત્મામાંથી** જ તે સુખને પ્રાપ્ત કરવા પ્રયત્ન સેવવો એ કદી પણ નિષ્ફળ ન જાય એવો **અમોઘ ઉપાય** છે.

સુજ્ઞ સુખ સાધકો ! સમજો કે–હોજમાં અથવા ટાંકીમ બહારથી આણીને ભરેલું જળ થોડા દિવસમાં ખાલી થા જાય છે, પરંતુ પાતાળ ફોડીને કુવામાં કાઢેલું પાણી સદ અખૂટ રહે છે, લાગટ તે પાણીને પાંચ પાંચ કોસવડે કા ઢવામાં આવે તોપણ તે ખૂટતું નથી, આ શું વાત તમાર સમજવામાં નથી, સમજો છો તોપણ તે પ્રમાણે વર્તા નથી આ શું ઓછી ખેદકારક વાત છે.

**આત્મા** એ પાતાળી કૂવો છે, અને તેમાંથી **સુખ રૂપ જળ** પ્રાપ્ત કરવાને જેઓ અંતર પ્રયત્ન સેવે છે તેમને સુખ અનંત મળે છે, **આત્માનું** સત્ય સુખ કદાપિ નષ્ટ થવાનું નથી.

આ કથાનું તાત્પર્ય શું છે ? એજ કે **આત્મસ્વરૂ** પ્રતિ **અભિમુખતા** સાધવી–**આત્મસ્વરૂપમાં** સંલગ્ન થવું. વૃત્તિની એકાગ્રતા પૂર્વક **આત્મધ્યાન** કરવું. એ સ

પ્રકારના પ્રયત્નોમાં શ્રેષ્ટ પ્રયત્ન છે. એ સિદ્ધાંત **સત્ય** ભાસતો હોય તો એ સિદ્ધાંત સ્વીકારો. અન્ધશ્રદ્ધાથી સ્વીકારતા નહીં. પરંતુ ન્યાયપુરઃસર વિચાર કરીને તે સિંદ્ધાંત સ્વીકારો. યથાર્થ સ્વીકારવાની તથા યથાર્થ શ્રદ્ધાનીજ પ્રથમ આવશ્યકતા છે. તમો સંકલ્પ વિકલ્પ દૂર કરો. વિચાર ઓછા કરો તો આ **આત્મ**પ્રતિ અભિમુખતા સાધો. આર્તધ્યાન અને રૌદ્રધ્યાનના સંકલ્પ વિકલ્પથીજ અનેક પ્રકારના શરીરની રચના થાય છે. **પરભાવસંકલ્પ વિકલ્પ** એજ ગતિ આગતિનો હેતુ છે. કીડીયારાંની પેઠે તમારા મનમાં ખરાબ વિચાર ઉભરાવા દો નહિ. કોઇ પણ વસ્તુ સંબંધી ચિન્તાના વિચારો કરો નહિ. ચિંતાના વિચાર એ **ઉધેહી** સમાન છે. જેમ ઉધેહિ જેને વળગી તેનો નાશ કરે છે તેમ **ચિન્તાના** વિચારો જેને લાગ્યા તેનો નાશ કરે છે. માટે તમે ખરાબ વિચારને મનમાં રહેવાની જગા આપો નહીં. જો તે મનમન્દિરમાં ખરાબ વિચારોએ પ્રવેશ કર્યો તો આખા મનમંદિરને ખરાબ કરી નાંખવાના, અને તેથી મનમંદિરમાં **આત્મરૂપી પરમેશ્વર** બીરાજમાન થશે નહી. એ ખરાબ વિચારોથી **મનમન્દિર** અપવિત્ર થઇ-જશે. નક્કી આ વાત ખરી સમજજો હો.

માટે ખરાબ વિચાર આવતાં તુરત તેને રોકવાં, અને સારા વિચાર કરવા, અગર સારાં **અધ્યાત્મપુસ્તકો** વાંચવા બેશી જવું. વા ખરાબ વિચારો એક પછી એક પ્રસંગવશાત્ જોરથી મનમાં પેસવા આવે અને તે તેમ કર્યા ખસે નહીં તો તમો ઉંચે સ્વરેથી સારાં સારાં વૈરાગ્યકારક પદો, ભજનો, સ્તવનો ગાજો અને તે સ્થાન બદલજો એટલે ખરાબ વિચારોનું જોર ચાલશે નહીં અને પોતાની મેળે વિદાય થશે એટલે તમારૂં **મનમન્દિર** પવિત્ર રહેશે, અને **આત્માના** વિચારો કરવાથી તુરત તમને **આનન્દ શાન્તિસુખ** મળશે, અને તમારો **આત્મા** નવીન કર્મથી મલીન થશે નહીં. આનું બહુ મનન કરજો, અને પ્રત્યેક ક્ષણે આ પ્રમાણે વર્તવાની ટેવ પાડવાથી તમારો **આત્મા** સહેજે **ઉત્તમગુણવાળો** થશે, અને તમે **મોક્ષસુખ** પ્રગટાવશો. એમ તમને વિશ્વાસ આવશે.

તમે દુઃખી છો તો તેમાં અન્ય કોઇનો જરા પણ દોષ નથી. તમે પોતેજ તેવા દુઃખના વિચારો સેવી તમારી મેળેજ દુઃખ પેદા કર્યું છે; કારણ કે,–વિચાર સર્વ શક્તિમાન્ છે. અનેક પ્રકારના સારા બૂરા વિચારના વિભાગને– **કૃષ્ણલેશ્યા, નીલલેશ્યા, કાપોતલેશ્યા, તેજોલેશ્યા,**

**પદ્મલેશ્યા,** અને **શુકલલેશ્યા** ૭ લેશ્યા તરીકે શ્રી સર્વજ્ઞ તીર્થંકર ભગવાન્ કથે છે, અને તે વિચારથીજ **પુણ્ય-પાપ** બંધાયું છે, અને બંધાય છે. પ્રિય સાધકો, સમજો કે,—**પ્રસંનચંદ્રરાજર્ષિ** કે જે દીક્ષા અંગીકાર કરી વીરપ્રભુના સમયમાં કાઉસગ્ગ ધ્યાને રહ્યા હતા. પ્રસંગવશાત્ અન્યજનના શબ્દ શ્રવણથી તેમના મનમાં ખરાબ વિચાર આવ્યો. અને જેમ જેમ તે અન્ય પ્રાણીઓને નાશ કરવાના પાપી વિચાર કરવા માંડયા કે, તુરતજ તેઓ પ્રથમ નરક આદિ સાતે નરકનાં દળીયાં ઉપાર્જન કરવા લાગ્યા. આ પ્રસંગે વીરપ્રભુને શ્રેણિક રાજાએ પુછ્યું કે—**પ્રસનચંદ્ર** મરે તો ક્યાં જાય? ત્યારે શ્રી વીરપ્રભુએ પહેલી નરક, બીજી નરક, યાવત્ સાતમી નરક બતાવી, પ્રસન્નચંદ્ર રાજઋષિ લડાઇના વિચારમાંથી સારા વિચારોની ભાવનામાં ચડયા એટલે તેમને **નરકગતિ યોગ્ય** બાંધેલાં કર્મનાં દળીયાં વિખેરી નાંખ્યા, અને અંતે ઉત્તમશુકલ ધ્યાનમાં ચડી ઘાતીકર્મ ક્ષય કરી કેવળજ્ઞાન પ્રાપ્ત કરી મોક્ષપદ પામ્યા. સજ્જનો હવે વિચારો કે, વિચારમાં કેટલું બળ છે? અચિંત્ય શક્તિ વિચારમાં રહી છે. માટે તમે ખરાબ વિચાર કરશો નહીં. આ ભવમાં અનિવાર્ય દુઃખ રોગ તમે

ભોગવો છો તે પૂર્વભવમાં સેવેલી નઠારી **લેશ્યાના** વિચારો છે, એમ નક્કી સમજો. હવે એ દુઃખ તે લેશ્યાથી નિર્માણ થએલા કર્મથી ઉદયમાં આવ્યું છે. તે ભોગવવું પડે છે. દુનિયામાં અનેક જીવો **સારાં** અગર **નઠારાં** કર્મનાં ફળ ભોગવતા નજરે પડે છે તે સર્વે વિચારનું ફળ છે. મનુષ્ય જેવું ઇચ્છે છે તેવું વિચારથી પામે છે. જેવા વિચાર સેવવામાં આવે છે તેવો જીવ બની જાય છે. તમે ચિંતાના વિચારને સેવશો તો અલ્પ સમયમાં તમને જ્યાંથી ત્યાંથી ચિંતાનાં કારણોજ ઉભાં થએલાં ભાસશે. વિચારનું સામર્થ્ય મનુષ્યો જાણે છે તે કરતાં મોટું છે. તમે રોગી છો, દરિદ્રી છો. તમારી જે કંઇ અપ્રિય સ્થિતિ તમને મળી હોય, તે સ્થિતિને પ્રાપ્ત કરવામાં તમે પોતેજ કારણીભૂત છો. તમારા પૂર્વ ભવના વિચારે જ તમે જે ભોગવો છો તે આપ્યું છે.

દીવાના ઉપર કાળી હાંડી ઢાંકતાં કાળો પ્રકાશ આવે છે તેમાં શું દીવાનો દોષ છે? અથવા તેના ઉપર ઘડો ઢાંકતાં બીલકુલ પ્રકાશ પડે નહીં તેમાં શું દીવાનો દોષ સમજવો? કાળી હાંડીમાં કાળો પ્રકાશ, લીલામાં લીલો પ્રકાશ મળશે. ઘડામાં દીવો મૂકશો તો પ્રકાશ બંધ થશે.

તેમ અત્ર સમજવું કે, **પાપના** વિચારો સેવશો તો પાપી બનો તેમાં અન્યનો શો દોષ? પુણ્યના વિચારો સેવો તો **પુણ્યશાળી** બનો, નરકગતિ યોગ્ય લેશ્યાના વિચારો સેવો તો **નરકમાં** જાઓ તેમાં બીજાનો શો દોષ.–તમારી મેળેજ પોતે વિચારો સેવ્યા છે માટે તેના અનુસારે ફળ ભોગવવાંજ પડશે. તેમાં શું આશ્ચર્ય? જ્ઞાનનું આચ્છાદન કરે તેને જ્ઞાનાવરણીયકર્મ કહે છે. જ્ઞાન છે તે **દીપક** સમાન છે, જ્ઞાન પંચ પ્રકારે છે, **મતિજ્ઞાન, શ્રુતજ્ઞાન, અવધિજ્ઞાન, મનઃપર્યવજ્ઞાન** અને **કેવળજ્ઞાન,** એ જ્ઞાનનું આચ્છાદન, જ્ઞાનીની નિંદા કરવાથી થાય છે. જ્ઞાનીના ઉપર કલંક ચડાવવાથી જ્ઞાનાવરણીયકર્મ બંધાય છે, **આત્મજ્ઞાન** આપ્યું હોય એવા ગુરૂ મહારાજના ઉપર દ્વેષ કરવાથી, વા તેમનો અવિનય કરવાથી, તેમના ઉપર ક્રોધ કરવાથી, તેમની બદબોઇ કરવાથી જ્ઞાનાવરણીયકર્મ બંધાય છે, વા તેવા **આત્મજ્ઞાની ગુરૂ** પાસેથી જ્ઞાન લેઇ બીજાની પાસે હું ભણ્યો છું એમ કહેવાથી જ્ઞાનાવરણીયકર્મ બંધાય છે. અને ભણેલું જ્ઞાન ફળીભૂત થતું નથી, જ્ઞાનીની નિંદા કરનાર, ઉત્સૂત્ર ભાષણ કરનાર, જ્ઞાનીનો અવિનય કરનાર, મનુષ્ય જ્ઞાનાવરણીયકર્મ સમુપાર્જન કરે છે, વળી જ્ઞાનીને

એમ કહે કે એને તો એક અક્ષર પણ આવડતો નથી. વા તેનામાં અમુક પ્રકારના દોષો છે, તેણે તો અમુક કામ કર્યું હતું. તેનાં લક્ષણ તો ખરાબ છે. એમ બીજાની આગળ કહી જ્ઞાનીની હેલના નિંદા કરે છે, તે જ્ઞાનાવરણીયકર્મ ઉપાર્જન કરી મૂઢ અજ્ઞાની બને છે. આત્મામાં રહેલું જ્ઞાન દીવા સમાન પ્રકાશે છે. તેને માટીના ઘડા સમાન જ્ઞાનાવરણીયકર્મ લાગવાથી, જ્ઞાન આત્મામાં ને આત્મા સત્તાએ રહે છે, તેનો બહાર પ્રકાશ પડતો નથી, એ જ્ઞાનાવરણીયકર્મ જેટલું જેટલું આત્માના પ્રદેશોથી ખસે છે, તેટલો તેટલો જ્ઞાનનો પ્રકાશ પડે છે. કોઇની મતિ સૂક્ષ્મને સારી હોય છે. અને કોઇની મતિ સ્થૂલ હોય છે. તે બાબત સમજવું કે જ્ઞાનાવરણીયકર્મનાં આચ્છાદાન જેને વિશેષ દૂર થયાં છે, તેને જ્ઞાન વિશેષ પ્રાપ્ત થાય છે, અને જેને જ્ઞાનાવરણીયકર્મનાં આવરણ થોડાં ખસ્યાં છે, તે થોડો બુદ્ધિમાન્ હોય છે.

હવે સમજો કે દીવાની ઉપર ઉંધો પાડેલો ઘડો જે છે તે ઘડાને પાંચ છ મોટાં કાણાં પાડીએ તો પ્રકાશ વિશેષ આવશે તેમ જ્ઞાનવરણીયકર્મનો ક્ષય કરવા વિદ્યાભ્યાસ, સુગુરૂ ઉપાસના, જ્ઞાનીનો વિનય વિગેરે કર્યો હોય

તો **મતિજ્ઞાન શ્રુતજ્ઞાન** અને **અવધિજ્ઞાન**ના પ્રકારે વિશેષ પ્રકાશ પણ જ્ઞાનનો થાય. બીલકુલ ઘડાનો નાશ કરવામાં આવે તો સ્વચ્છ નિરાવરણ દીવાનો પ્રકાશ પડે તેમ પાંચે પ્રકારનાં આવરણોનો બીલકુલ ક્ષય કરી નાંખ્યો હોય, અથવા તેનો ક્ષય કરવા ઉદ્યમ કરીએ તો જ્ઞાનના આવરણ રહિત નિવારણ **કેવલજ્ઞાન આત્મામાં** પ્રગટ કરી શકીએ. તમારે સંપૂર્ણ કેવલજ્ઞાન જોઇતું હોય તો **જ્ઞાનાવરણો**ને દૂર કરવા પ્રયત્ન સેવ્યા કરો. તમોએ જ્યાં સુધી તમારૂ કાર્ય સિદ્ધ કર્યું નથી ત્યાં સુધી ગુરૂ આજ્ઞાએ આ સર્વ પ્રયત્ન સેવ્યા કરજો. નક્કી તમો વિજયના ડંકા વગાડશો. **સુગુરૂભગવાન્**ની આજ્ઞા પ્રમાણે અને તેમની સ્તુતિદ્વારા આ કાર્યમાં પ્રવૃત્તિ કરવાથી તમારામાં ગુરૂની કૃપાથી **અપૂર્વશક્તિ** પ્રગટશે. હવે મૂળ વિષય ઉપર આપણે વિચાર સંબંધીની શક્તિ તપાસીએ છીએ. હવે તમે સમજ્યા હશો કે તમો જ્યારથી સમજણા થયા તે પહેલાં કેવા વિચારો સેવ્યા કરતા હતા. આજ સુધી તેવા ખરાબ વિચારો સેવ્યા તેનું ફળ શું તમને નહીં મળે; ત્યારે હવે શું કરવું **પશ્ચાતાપ** કરો. અરિહંત, સિદ્ધ, ગુરૂ, આત્માની સાક્ષીએ **માફી માગો**

**ક્ષમા આપો** ખરાબ વિચાર નહી કરવાની મનમાં દૃઢ પ્રતિજ્ઞા કરો. આજ સુધીમાં તમે કેવી ઉંધી બાજી રમી છે: ભાઇ હવે વાતો કરીને બેશી રહેવાનું નથી તમે હવે સમજો કે—નજરમાં આવે તેવા વિચાર કરવાથી પોતાની કેટલી હાનિ થાય છે; રાગના વિચારો, દ્વેષના વિચારો, કપટના વિચારો, લોભના વિચારો, અદેખાઇના વિચારો, હિંસાના વિચારો, અસત્યના વિચારો, પરસ્ત્રી સેવ્યાના વિચારો, પારકી નિંદાના વિચારો. વિશ્વાસઘાતના વિચારો, અન્યને કલંક ચઢાવવાના વિચારો, લડાઇના વિચારો, દગા પ્રપંચ વિગેરેના વિચારો હરતાં ને ફરતાં ચાલતાં ને હાલતાં, બેસતાં ને ઉઠતાં, રાત્રી અને દિવસ; ખાતાં પીતાં, લખતાં ને વાંચતાં તમોએ વારંવાર કરી કરીને પોતે પોતાને કેટલી હાનિ કરી છે? અને તેથી તમારા **આત્માને** કેટલો **અધમ** બનાવ્યો છે. તે શું તમો પોતે નથી જાણી શકતા? અવશ્ય જાણો છો. કરો તો તેનો વિચાર, કેટલું બધું તમે ખોયું છે. તમોએ તમારી જીંદગાની ધૂળધાણી કરી નાખી છે. તમોએ પોતેજ દરીયામાં તરનાર તમારા વહાણમાં હાથે કરીને કાણાં કાણાં પાડી નાંખ્યાં છે તેથી તેનાથી થતી હાનિ તમારે **અવશ્યને અવશ્ય** વેઠવી પડશે. **છુટકો**

થવાનો નથી. હજી પણ શું તમે તેવા ખરાબ વિચારો કરતાં નહીં અટકો ? અલબત્ત જાણ્યા પછી નહિ કરવામાં આવે તો **મૂર્ખતા** કહેવાય; તમને દુઃખ સંકટ ખરાબ લાગે છે. અને તે દુઃખમાંથી મુક્ત થવા વારંવાર ઇચ્છા કરો છો. ભાઇ તે દુઃખમાંથી મુક્ત થવું હોય તો ઉપરના ખરાબ વિચારો દૂર કરો. તેને **મનમાં** આવવા દેશો નહિ, તમો દરરોજ મસાના દરદથી પીડા પામો છો, અને બૂમો પાડો છો. દવાને માટે વારંવાર પૂચ્છયા કરો છો. ત્યારે વૈદ્યે દવા આપી ખારૂ ખાટું મરચું ત્યાગવાની ભલામણ કરી. તમે દવા ખાઓ છો. અને ઉપર મૂઠે મૂઠા મરચાં ખાઓ છો. શું તમને થએલું **મસાનું** દરદ મટવાનું ? શી રીતે મટે ? ઉલટું વધવાનું અને વિશેષ દુઃખી થવાના એમ નક્કી સમજજો, તેમ તમે આજ સુધી ખરાબ વિચારો સેવી દુઃખી થયા છો, અને હજી ખરાબ વિચારો સેવો છો તેથી ભવિષ્યકાળમાં હજારવાર દુઃખી થશો અને ખરાબ યોનિમાં અવતાર ગ્રહણ કરવા પડશે. અને ત્યાં **આત્મશક્તિ** ખીલવવાનાં કારણો નહીં મળે તે યાદ રાખજો, મનુષ્યગતિમાંજ **આત્મા, પરમાત્મપદ** પ્રગટાવી શકે છે. અન્યગતિમાં **મોક્ષપદ** મેળવાતું નથી. માટે પ્રિય ભાઈ ખરાબ વિચારોને તમે આજથી દેશવટો આપોને આપો.

હવે તમને સમજાશે કે આત્માનું ઐશ્વર્ય પ્રગટ ન થવા દેવામાં તમે કેવા આડા પથરાઓ નાખ્યા છે ? તે હવે તમને સ્પષ્ટ થશે, કોઇ મનુષ્યે જરા અપ્રિયવચન કહ્યું કે વાઘની પેઠે તમે તાડુકો કરો છો, અને સામા પાંચ પચાસ ગાળોના ગોળા છોડો છો, તેમાં કોની હાનિ થઇ, એ તમારા લક્ષમાં આવે છે ? મૈત્રના ઉપર દ્વેષ કરવાથી તથા મૈત્રના ઉપર અદેખાઇના વિચારથી ખરી રીતે જોતાં કોનું બગડે છે; તે હવે તમને સ્પષ્ટ જણાય છે, પાંચ દશ જણા ભેગા થઇ નકામા વાતોના તડાકા મારી આડાઅવળા મનમાં આવે તેવા કુવિચારો કરો છો, તેમાં કોનું બગડે છે ? સમજો કે તેમાં તમારૂં બગડે છે, માલ વિનાના ગપાટા ઠોકવાથી ઢંગધડા વિનાનું અગડંબગડં ભસવાથી તમારૂંજ બગડે છે, અને તમેજ દુઃખી થાઓ છો, એમ નક્કી સમજજો, લીંબડાનું ઝાડ વાવી લીંબોળીજ પામવાના, આંબાની આશા રાખશો નહીં. આ કથન આરસી જેવું તમને સ્પષ્ટ ભાસ્યા વિના રહેશે નહીં.

અને એજ ઉપરથી વિચારતાં માલુમ પડશે કે જાગ્રત્ અવસ્થાના સર્વકાળમાં શુદ્ધ વિચાર કરવાની કેટલી બધી આવશ્યકતા છે, આત્મધર્મના વિચારમાં નિરન્તર નિમગ્ન

રહેવાથી કેવાં લાભ થવાનો સંભવ છે? સારા ગુણોને ધારણ કરવાથી સર્વમાં **આત્મબુદ્ધિ** ધારણ કરવાથી અને કોઈ જીવના અંતઃકરણને નહિ દુઃખવવાથી, ધ્યાનનો ઉપદેશ દેવાથી, અભયદાન સુપાત્રદાનનું અર્પણ કરવાથી, **ક્ષમા નિર્લોભતા બ્રહ્મચર્ય વિવેક કરૂણાદિને** સેવી નિરંતર મનની સ્વસ્થતા રક્ષવાથી કેવાં દૈવી સુખો મળવાનો તમને સંભવ છે? એ સર્વ તમને હવે સ્પષ્ટ સમજાશે. **અરિહંત સિદ્ધ આચાર્ય ઉપાધ્યાય** અને **સાધુ** એ પંચપરમેષ્ટીમય નવકાર મંત્ર જપવાથી અને તે પ્રત્યેકના ગુણો સંભારી સંભારી મનન કર્યાથી મળે તે યાદ રાખજો, મનુષ્યગતિમાંજ **આત્મા પરમાત્મપદ** પ્રગટાવી શકે છે, અન્યગતિમાં **મોક્ષપદ** મેળવાતું નથી, માટે પ્રિયભાઇ!! ખરાબ વિચારોને તમે આજથી દેશવટો આપો, આપોને આપો.

જે જે મનુષ્યો દુઃખી જણાય છે. તે તેમના પૂર્વભવ-જન્મના અશુભ વિચારોના અશુભ આચારોના પરિણામથી છે. જે જે મનુષ્યો સુખી જણાય છે, અને શાતા વેદનીયનાં ફળ નિરોગતા ઇચ્છાનુકુળપદાર્થોની પ્રાપ્તિ, ઉત્તમ વૈભવ, સુસ્થાન, વિગેરે ભોગવે છે, તે તેમના પૂર્વ જન્મોમાં કરેલા શુભ વિચારોના તથા શુભ આચારોનાં

પરિણામ છે. **શુભવિચાર** પુણ્યનાં દલીયાંનો આત્માની સાથે સંબંધ કરાવી તેના યોગે સર્વ શુભ પદાર્થને દ્રશ્ય જગત્માં પ્રત્યક્ષપણે આપણી સાથે સંબંધ કરાવી દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવ યોગે તેનાં સારાં ફળ શાતા રૂપે દેખાડે છે, અને તે આપણે અનુભવીએ છીએ. **શુભ વિચારથી** જે **પુણ્ય** બંધાય છે તે **પુણ્યના** બે ભેદ છે. ૧ **દ્રવ્ય પુણ્ય** બીજું **ભાવ પુણ્ય**, આત્માની સાથે પૌદ્‌ગલિક શુભ દળીયાં બંધાય છે તેને **દ્રવ્ય પુણ્ય** કહે છે અને તે પૌ-દગલિક શુભ દળીયાં જે બંધાયેલાં છે તે **દ્રવ્ય, ક્ષેત્ર, કાલ, ભાવ,** યોગે ઉદયમાં આવીને શુભ ફળ દેખાડે છે. તેને **ભાવ પુણ્ય** કહે છે. **પાપ**ના પણ બે ભેદ છે. ૧. **દ્રવ્ય પાપ.** ૨. **ભાવ પાપ.** ૧. આત્માના પ્રદેશોની સહ પૌદ્‌ગલિક અશુભ દળીયાં, **મન વચન કાયાના** અશુભ યોગે રાગ દ્વેષે કરી બંધાય છે, **તથા સત્તામાં** રહેલાં **અશુભ કર્મદલિકને દ્રવ્ય પાપ** કહે છે, અને તે **દ્રવ્ય, ક્ષેત્ર, કાલ, ભાવ,** યોગે ઉદયમાં આવી અશાતા વેદનીય રૂપ અશુભ ફળ દેખાડે છે. તેને **ભાવપાપ** કહે છે. વળી **પુણ્ય** અને **પાપ**ની ચતુર્ભંગી ઉત્પન્ન થાય છે તે દર્શાવે

છે. ૧ **પુણ્યાનુબંધી પુણ્ય. ૨ પુણ્યાનુબંધી પાપ. ૩ પાપાનુબંધી પુણ્ય. ૪ પાપાનુબંધી પાપ.**

**૧. પુણ્યાનુબંધી પુણ્ય**—જે પુણ્યનાં દળીયાં ભોગવતાં તે પુણ્યના યોગે શુભ મનવચન ને કાયાના યોગે કરી **આત્મા** પાછું પુણ્ય ઉપાર્જન કરે છે, તેને પુણ્યાનુબંધી પુણ્ય કહે છે. જેમ કુમારપાળરાજા, ધન્ના શાલીભદ્ર, સીતા સતી, સંપ્રતિરાજા, વગેરેનાં દ્રષ્ટાંતો જાણવાં. તેમ હાલ પણ જે મોટા ગૃહસ્થ, ખાનદાન, નગરશેઠના ગૃહસ્થ પુત્ર વિગેરે પૂર્વજન્મ પુણ્યયોગે શાતા ભોગવે છે, અને જે શુદ્ધ ધર્મની શ્રદ્ધા પામી પાછા શુભ કાર્ય કરે છે, તેઓ પુણ્ય બાંધે છે. માટે તે પુણ્યાનુબંધી પુણ્ય જાણવું. જેઓ દીક્ષા અંગીકાર કરે છે તેમને પણ **પુણ્યાનુબંધી પુણ્ય** શુભયોગે બંધાય છે. અને શાસ્ત્રમાં પણ કહ્યું છે કે—મહાપુણ્યની સામગ્રીએ **મનુષ્ય** જન્મની પ્રાપ્તિ થાય છે. તેમાં પણ મહા પુણ્યવંત હોય તે **સત્યધર્મ** શ્રવણ કરી શકે છે, અને તેમાં પણ મહાપુણ્ય હોય તો સત્ય ધર્મની શ્રદ્ધા થાય છે, અને તેના કરતાં પણ મહાપુણ્ય જેને હોય તે **વિરતિ**પણું અંગીકાર કરે છે અને સર્વ કરતાં અનંતિ પુણ્યની રાશિ ભેગી થઇ હોય તો **ચારિત્ર** ગ્રહણ કરવું

ઉદયમાં આવે છે અને તેના કરતાં પણ **અનંતિ પુણ્ય-રાશિની** સામગ્રી સંપ્રાપ્ત થઇ હોય તો **ભાવચારિત્ર** ઉદયમાં આવે છે. **પુણ્યાનુબંધી** પુણ્ય યોગે જીવ ઉચ્ચ-દશાને અનુક્રમે પામી સમકિતરૂપીસેનાપતિની સાહાય્યે કર્મરૂપશત્રુને જીતી **પરમાત્મપદ સંપ્રાપ્ત** કરી **પંચમ ગતિને** પ્રાપ્ત કરે છે.

**૨.—પુણ્યાનુબંધી પાપ**—દ્રવ્ય ક્ષેત્ર કાળ ભાવ યોગે **પાપોદય** વેદતાં પણ તથાપ્રકારની સામગ્રી યોગે શુદ્ધધર્મનું શ્રવણ કરતો તથા શ્રદ્ધા કરતો, શુભ મન, વચન, કાયાના યોગ દ્વારા શુભ રાગ દ્વેષના યોગે પુણ્યનાં દળીયાં ગ્રહણ કરે છે તેને **પુણ્યાનુબંધી પાપ** કહે છે. એટલે કોઈ જીવ હાલ ગરીબ નિર્ધન હોય અન્નને અને દાંતને વેર હોય છે, તેવો પણ કોઇ સદ્દગુરૂને પામી સત્ય ધર્મનો ઉપદેશ શ્રવણ કરી કૃત્ય કૃત્ય થયો છતો એવું ચિંતવે કે પૂર્વ ભવમાં અશુભ વિચાર રૂપ લેશ્યાના યોગે અશુભ કર્મ પાપ રૂપ ઉપાર્જ્યું છે. તે અશુભ કર્મ આ ગતિમાં ઉદય આવ્યું છે. તેના વિપાક ભોગવવા પડે છે. તેમાં દુઃખ ધર નહીં!! જ્યાં સુધી અશુભ કર્મના ઉદયનો કાળ પૂર્ણ થયો નથી ત્યાં સુધી દુઃખ ભોગવવું પડશે. તેમાં

છૂટકો થવાનો નથી, રાજા હો રંક હો કીટક હો ઇંદ્ર હો, નર હો વા નારી હો પણ જેને **અશુભકર્મ** જેવા પ્રકારનું બાંધ્યું છે તેને તેવા પ્રકારનો ઉદય દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવ યોગે થતાં તે ભોગવવુંજ પડે છે, કોઇ જીવે એવું કર્મ ઉપાર્જન કર્યું હોય છે કે તે માતાના પેટમાંને પેટમાંજ મરી જાય છે, વળી કોઇ જીવે એવું કર્મ કર્યું હોય છે કે તે માતાના પેટમાંથી બહાર નીકળતાં આડો આવે છે. ત્યારે માતા મરી જાય એવી થાય છે અને વળી ઘણા ઉપાયો કરતાં તે નહિ નીકળી શકે તો તેને કાપીને પણ બહાર કાઢવામાં આવે છે, કોઇ જીવ અંધ જન્મે છે, કોઇ જીવ બહેરા જન્મે છે, તે સર્વ, કર્મનો વિપાક છે, કરેલા કર્મનો ક્ષય થતો નથી, અશુભ કર્મનો ઉદય થતાં **રામચંદ્રજીને** વનવાસ જવું પડ્યું, અને વળી સીતાને માથે કલંકનું આળ ચડ્યું તે પણ અશુભ કર્મના ઉદયથી જાણવું. મુંજરાજાને અશુભ કર્મનો ઉદય થતાં ઘેર ઘેર ભીક્ષા માગવી પડી, વળી શુભ કર્મનો ઉદય થતાં રંક તે પણ રાજા બની જાય છે, વળી શુભ કર્મનો ઉદય થતાં નિર્ધન હોય છતાં તેને એવી બુદ્ધિ થાય કે ચાલો આપણે પત્થરની ખાણ ખોદીએ, અને તે પત્થરની

ખાણુ ખોદતાં એકદમ રત્ન હાથમાં આવી જાય અને તે વેચી કરોડાધિપતિ બને, એ સર્વ બનવું શકય છે, એમ નિર્ધન પણુ ચિંતવતો **સામાયિક, પોષધ, પ્રતિક્રમણુ, સદ્‌ગુરૂ વૈયાવૃત્ય, અભયદાન, સુપાત્રદાન** મનથી પણુ શુભ વિચાર કરતો **ભાવનાભાવ**તો વિચરે છે, તે પ્રમાણે વર્તે છે, તેને **પુણ્યાનુબંધી પાપ** કહેવાય છે, હાલ દુઃખ ભોગવતો હોય, ગરીબ નિર્ધન હોય પણુ તે ધર્મ કરે છે, તેથી **પુણ્ય** બાંધે છે અને બીજા ભવમાં **પુણ્ય**નાં ફળ ભોગવશે, **ઇતિ દ્વિતીયભંગમ્‌ઃ**

**૩. પાપાનુબંધી પુણ્ય**—જે જીવ હાલ પુણ્યના ઉદયે રાજ્યરૂદ્ધિ ભોગવે છે. મોટા મોટા વેપાર કરી કરોડો રૂપૈયા પેદા કરી મોટા બંગલા વાડીઓ બાંધે છે, અને ગાડીમાં બેશી ધમધમ ગાડી ચલાવે છે, અને તાનમાં માનમાં **તાડીદારૂ**ના પ્યાલા ગટગટાવે છે. હજારો જીવોને બંદૂકવતી મારી નાખે છે. વળી માછલાંને પીલાવી હજારો મણુ તેલ કાઢી વેચી લક્ષાધિપતિ બની એશ આરામ ભોગવે છે. લાખો બકરાં, ગાયોનાં જાનવરોનાં ગળાં રેશી તેનું માંસ, ચામડી વેચી પૈસાદાર બની જીવન ગાળે છે, **પુણ્યપાપ**ને ગણુતો નથી. જીવ હિંસાના, ચોરીના વ્યાપારથી તાલેવર

ગ્રહસ્થ બની સારૂં સારૂં ખાય છે. વ્યભિચાર સેવે છે, ફુડ કપટ કરે છે. એક બીજાને લડાવે છે. તે જીવ, તથાપ્રકારનું **પુણ્ય ભોગવતા** હાલ તો તેવા ઘણા માલુમ પડે છે. ત્યારે તેવા પાપીને સુખ એશ આરામ લક્ષ્મી ભોગવતા દેખી કોઇ અજ્ઞાની કહે કે, જુઓ ભાઇ, **ધર્મીના ઘેર ધાડ, અને પાપીના ઘેર કુશળ.** મોટા મોટા સાહેબ લોકો વા અમુક લોકો પાપ કરે છે માટે તે સુખી થાય છે અને તેના **અવળા નાંખેલા પાસા** પણ **સવળા** પડે છે. માટે ભાઈ આ કાળ તો **પાપ** કરવાનો છે. જુઓને પાપી પુરૂષો જ સુખી દેખાય છે. એમ જે ટુંક સમજણથી બોલે તેને કહેવું કે, હે પ્રિયભાઇ, તેવા પ્રકારના જીવો હાલ તો **પુણ્ય** ભોગવે છે પણ તે **પુણ્યથી અત્યંત પાપ બંધાય છે.** અને તે પાપ પરભવમાં તે જીવો ભોગવતા મહા રૌરવ દુઃખ પામશે. ત્યાં પોપાબાઇનું રાજ્ય નથી કે જેથી ગપચ્છપ ચાલ્યું જાય. તેવા પ્રકારના લોકો મોટી પદવી ભોગવતા હોય, વા મહાસત્તા ધારી હોય તો પણ ધર્મસાધક પ્રિય સજ્જનોએ તેવાઓને દેખી મન ચંચલ કરવું નહીં અને અધર્મીઓને સુખ ભોગવતા દેખી ધર્મકૃત્ય મૂકી દેવાં નહીં, મનમાં એમ વિચારવું કે, **સારાં કૃત્ય, સારા વિચાર** અને

**નઠારાં કૃત્ય** અને **નઠારા** વિચારનું ફળ બેઠાં વિના રહેવાનું નથી. અને તે ફળ ભોગવવું પડશે. વળી વિચારવું કે કોઇ કસાઇ બકરીને સારો સારો ખોરાક ખવરાવે છે અને તેથી તે **મસ્તાન** બની ગઇ છે. પણ સમજવું કે તેનું **મસ્તાન** પણું થોડા દિવસનું છે, થોડા દિવસમાં કસાઈ, ગળુ રેંશી નાંખશે. નક્કી સમજજો તેમ કોઇ અધર્મી પાપી ચોરી જારી કરતો હોય અને સુખ ભોગવતો હોય પણ સમજવું કે **પુણ્યનો** ઉદય મટતાં અને વળી મરતાં બકરીના જેવા હાલ થયા વિના રહેવાના નથી એમ નક્કી સમજજો અને સમજીને હૃદયમાં ઉતારજો. એવા પાપી જીવો સુખ ભોગવી **પાપ** કરી નરકમાં વા તિર્યંચની ગતિમાં જશે ત્યાં ભયંકર દુઃખો ભોગવવાં પડશે. શાસ્ત્રમાં આવા પ્રકારના **પુણ્યને પાપાનુબંધી પુણ્ય** કહે છે, એ **પાપાનુબંધી પુણ્યના** ભોક્તા દૂરભવી જીવો, વા અભવ્ય જીવો હોય છે. માટે તેવા જીવોનાં કૃત્યને વખાણવાં નહીં, અને તેવા જીવોના કૃત્યને વખાણવાના વિચારોથી **આત્મા** અશુભંકર્મ સમુપાર્જન કરી આવતા જન્મમાં દુઃખનો ભોક્તા બને છે. માટે તેવું **આચરણ** થઇ ગયું હોય તો **પશ્ચાત્તાપ** કરવો. **સદ્ગુરુ** પાસે **આલોચના** લેવી. એ ત્રીજા ભંગ

ઉપર ઘણું વિવેચન કરવા યોગ્ય છે. પણ અત્ર પ્રસંગોપાત્ત ટુંકમાં દિગ્દર્શન કર્યું છે. **ઇતિ તૃતીયભંગ.**

૪. **પાપાનુબંધી પાપ**—જે પાપના ઉદયથી **અશાતા વેદનીય** ભોગવતાં છતાં પાછું તેથકી પાપ બાંધવામાં આવે તેને પાપાનુબંધી પાપ કહે છે, જેમકે ખરાબ નીચકુળ અવતાર તેમાં પણ ખાવાનું પીવાનું મળે નહીં એવી સ્થિતિ પ્રાપ્ત થાય, ને વાઘરી ધીવર ચંડાળ વિગેરે કુળ વા એવાં પાપ ભોગવવાની અન્ય જાતિયો અને તેમાં **પાપ**નો પાછો બંધ કરવામાં આવે—એવા જૂઠા બોલવાના ધંધા, હિંસા કરવાના જ ધંધા, ચોરી કરવાના ધંધા, મહા આરંભ કરવાના ધંધા, પ્રાણીઓને કાપી નાખવાના ધંધા, બાલ હત્યા, સ્ત્રી હત્યા, સાધુ હત્યા; વિગેરે હત્યાઓ કરવી. તે સર્વ **પાપાનુબંધી પાપ** જાણવું. એ **પાપાનુબંધી-પાપ** કરી જીવો, નરક અને **તિર્યંચ** આદિ ગતિમાં અવતરે છે, અને ત્યાં વિવિધ પ્રકારનાં દુઃખો ભોગવે છે, તાડ, તડકા, ભૂખ, તૃષા વિગેરે અનેક પ્રકારનાં દુઃખ પીડાઓ ભોગવવી પડે છે.

આ પ્રમાણે **પુણ્ય** અને **પાપ** પણ વિચારો રૂપ **લેશ્યા**નું જ ફળ છે. કલ્યાણની ઇચ્છાવાળાએ **શુદ્ધ** વિચા-

રને હૃદયમાં જાગ્રત કરવો. આ ઠેકાણે સમજવું કે, શુદ્ધ વિચાર એ **આત્મા**ના સ્વરૂપસંબંધી વિચાર જાણવો. શુદ્ધ વિચાર એ **આત્મસ્વરૂપ**ની પ્રાપ્તિ માટે ઉત્તમ શક્તિ છે, કર્મરૂપ બળતો અગ્નિ ઓલવવા **શુદ્ધ વિચાર** મેઘના જળની વૃષ્ટિ સમાન છે, **આત્મ**સ્વભાવ સર્વકાળ જાગ્રત્ રાખવો એ શુદ્ધ વિચારનો અવધિ છે, અને એજ **સર્વોત્તમભક્તિ** છે, શુદ્ધ વિચારથી **આત્મસ્વરૂપ**માં અખંડ અનુસંધાન કરવું, એજ ભક્તિની **પરાકાષ્ટા** છે, અત્યંત પ્રેમે **આત્મારૂપ પરમાત્મ**સ્વરૂપને વારંવાર સ્મરવું, **આત્મસ્વરૂપના** લક્ષણોને **અંતઃકરણમાં** તીવ્ર પ્રેમથી સ્ફુરાવવાં. **આત્મધર્મ**ના વિચારથકી વિજાતીય વિચારને દિલમાં પ્રગટવા ન દેવા, **આત્મા**ના શુદ્ધ ધર્મમાં તન્મય થઇ જવું, એજ ભક્તિનું ઉચ્ચ શિખર છે, આવી સાધારણ **અનન્ય ભક્તિ જ શુદ્ધ આત્મસ્વરૂપ**ને પ્રગટાવે છે, અને સર્વજ્ઞ પદ આપે છે.

વિદ્યા અને જ્ઞાન ક્યાંથી ઉત્પન્ન થાય છે? શાસ્ત્રો સૂત્રો ગ્રંથો ક્યાંથી નીકળ્યા? જ્ઞાનીઓએ શાસ્ત્રો અને અનેક પ્રકારની તત્ત્વ વિદ્યાઓના વિચારો પ્રગટ કયા મૂળમાંથી કર્યા? તે તમે જાણો છો? હું તમને કહુંછું કે—તે

સર્વનું મૂળ **આત્મા આત્માને આત્માજ** છે, **આત્મા** વિના અન્ય કોઇ વસ્તુ નથી. **આત્મા**માંથીજ **કેવલજ્ઞાન કેવલદર્શન** અને **અનન્તવીર્ય** ઉત્પન્ન થાય છે, અઠ્ઠાવીશ લબ્ધિયો પણ **આત્મા**માંથીજ પ્રગટે છે, અનેક પ્રકારના **ચમત્કાર** પણ **આત્મા**માંથીજ પ્રગટે છે, મેરૂ પર્વતને ધ્રુજાવે, ધરણીને હલાવે, તારામંડળને અધઃપતન કરાવે એવા પ્રકારનું સામર્થ્ય પણ **આત્મામાંજ** છે, તમે સાંભળ્યું વા વાંચ્યું છે કે ચોવીસમા તીર્થંકર શ્રી વીરપ્રભુને ઇંદ્ર મહારાજ મેરૂ પર્વત ઉપર સ્નાત્ર મહોત્સવ કરાવવા લેઇ ગયા, ત્યાં અનેક કળશે કરી પ્રભુને સ્નાન કરાવતાં ઇન્દ્રના મનમાં વિચાર આવ્યો કે શ્રી વીર પરમાત્મા નાના બાલ છે તે આટલા બધા કળશોનું જળ શી રીતે સહન કરશે? એમ ઇંદ્રના મનમાં **સંશય** થતાં તે વિચાર શ્રી વીરપ્રભુએ **અવધિજ્ઞાન**થી જાણી લીધો અને જમણા પગના અંગુઠાવડે મેરૂ પર્વતને હલાવ્યો, તેથી મેરૂ પર્વત હાલ્યો. શિખર પડવા જેવાં થઇ ગયાં. આ ઉત્પાત કોણે કર્યો તે ઇન્દ્રે અવધિ જ્ઞાનથી જાણી શ્રી વીરપ્રભુને ખમાવ્યા તેમની સ્તવના કરી. આ દૃષ્ટાંત જેવાં તો લાખો દ્રષ્ટાંતો છે, અને તે **અનંતશક્તિ આત્મા**માંજ રહી છે, તેને પ્રગટાવવા પ્રયત્ન કરવો.

દરેક તીર્થંકર મહારાજા એ ત્રણજ્ઞાની છતાં પંચમ **કેવળ** આદિ-પ્રગટાવવા પ્રયત્ન કર્યો છે. તે શું આપણે સાંભળ્યું નથી. એક અજ્ઞ બાળક જેને એકડો પણ લખતાં બરાબર આવડતો નથી અને વાંકોચુકો એકડો લખે છે તે **વિદ્યાશક્તિ** માટે પ્રયત્ન કરતો **એમ. એ. ની** પદવી લેછે. તેવા હજારો દાખલા શું આપણે નજરે નથી જોતા? **આત્મામાં અનંતશક્તિ**નો ખજાનો ભરપૂર ભરેલો છે, પણ તેને ખીલવ્યા વિના પ્રગટ થતો નથી. અમુક ઘરના ખૂણામાં એક સોના મહોરનો ચરૂ દાટયો છે પણ ખોલ્યાવિના તે પ્રગટ થતો નથી. તેમ **આત્મશક્તિ** પણ ઉપરના હેતુઓથી ખીલવ્યાવિના પ્રગટ થતી નથી. **આત્મશક્તિ**ની ઉપાસના કરો, સર્વ શંશયને તજો, જાગ્રત થાઓ જાગ્રત્ થાઓ!! **આત્માભિમુખ** થાઓ. **આત્મસ્વરૂપની** ભાવના કરો!! **આત્મસ્વરૂપમય** થાઓ.

**પ્રિય**—સાધકો ? તમો નિરંતર સ્મરણમાં રાખો કે, પા અથવા અડધો કલાક **આત્મા** કે જે **પરમાત્મા** છે તેની ભાવના કરી અથવા સ્તવન કે સ્વાધ્યાય કર્યા બાદ વ્યવહારમાં આખો દિવસ પોતાની નજરમાં આવે તેવું આચરણ આચરવું, કામ, ક્રોધ, લોભ, મોહ, નિંદા અને દ્વેષના

વિચારોને પુનઃપુનઃ પુષ્ટ કરવા અને ત્રેવીસે કલાક **બહિરાત્મા**નાં જ લક્ષણો જ હૃદયમાં સ્ફુરાવવાં તથા પોષવાં તેથી અસંખ્યાત ઉત્સર્પિણી કે **અવસર્પિણી**કાલ વહી જાય તો પણ **શુદ્ધપરમાત્માસ્વરૂપ** પ્રગટવાનું નથી. ભલે સાક્ષાત્ તીર્થંકર ભગવાન્ પોતે ગુરૂ મળે તો પણ તમે પોતે શુદ્ધ ઉપદેશનો સ્વીકાર કરીને તે ઉપદેશને **આચરણ**માં ખરા પ્રેમભાવથી નહીં ઉતારો ત્યાંસુધી તમારા મનમાં ભલે તમે રાજી થાઓ કે અમે **તત્ત્વ** પામ્યા, **કૃતાર્થ** થયા, પણ તમે **કૃતાર્થ** થયા નથીજ. જરા અંતરૂમાં જુઓ તો ખરા, તમારામાં મોહના કેટલા વિકારો ભર્યા છે, અને એ તમને ગુપ્ત રીતે કેવી પીડા આપે છે. તમો તે રાગ દ્વેષાદિને પુનઃ પુનઃ સેવન કરો છો, તેનાથી નિવર્ત્યા વિના તમો આત્માની તરફ વળવાના નથી, તમો રાગ દ્વેષતરફ દૃષ્ટિ આપ્યા વિના **આત્મભગવાન્**નું સ્મરણ કરો. હું નિરાકાર અરૂપી શાશ્વત અનંતજ્ઞાન દર્શનનો અધિષ્ઠાતા છું. મારૂં સ્વરૂપ અલક્ષ્ય છે, નામ રૂપથી હું ન્યારો છું. એવી ભાવના ક્ષણે ક્ષણે હરઘડીએ કરતા રહો, તમારી સુરતા **આત્મભગવાન્**માં ખાતાં પીતાં. બોલતાં ચાલતાં ન્હાતાં ધોતાં રાખ્યા કરો. આત્માને વિષે કેવી રીતે સુરતા રાખવી તે નીચેના પરથી માલુમ પડશે.

पद.

ऐसे जिनचरणे चित्त लाओरे मना, ऐसे अरिहंतके गुण गाओरे मना—ऐसे०

उदर भरनके कारणेरे, गौआं बनमे जाय;
चारो चरे चिहुदिशे फिरे, वाकी सुरत वाछरू आमांहिरे. १

चार पांच साहेलीयां रे, हिलमिल पाणी जाय;
ताली दीये खडखड हसे, वाकी सुरत गगरीयांमांयरे. २

नटुवा नाचे चोकमां रे, लोक करे लख सोर;
वांस ग्रही वरते चडे, वाको चित्त न चले कहुं ठोर. ३

जुआरी मनमें जुआरे, कामीके मन काम;
आनंदघन प्रभु युं कहे, तुम लीयो प्रभुका नामरे. ४

**ભાવાર્થ:**—સત્તરમા સૈકામાં થએલા જૈન મહામુનીશ્વર મહાયોગીન્દ્ર—શ્રી આનંદઘનજી મહારાજ કહે છે કે હે પ્રિય સાધકો!! આવી રીતે પ્રભુજીનેશ્વરના ચરણકમળમાં **ચિત્ત** સ્થાપો. અર્થાત્ સુરતા સાંધો—આ ઠેકાણે **આવિર્ભાવે** એટલે પ્રગટ કરી છે આત્મિકરૂદ્ધિ તે જેને એવા તીર્થંકર ભગવાન્ તેને તે જીન કહીએ, અને વળી **તિરોભાવે** એટલે પૂર્ણપણે જ્ઞાન દર્શન ચારિત્રની પ્રગટતા થઈ નથી એવા

જે સંસાર અવસ્થામાં પોતાનો **આત્મા** તેને તિરોભાવે **જિન** કહેવો. એટલે **આત્મા તે જિન** છે. પણ કર્માવ-વરણથી **આત્માની** રૂદ્ધિ આચ્છાદિત થઇ છે—પણ તે **આત્મા** જ **અરિહંત** છે. **આત્માજ સિદ્ધ છે, આત્માજ આચાર્ય છે. આત્માજ ઉપાધ્યાય છે. આત્માજ સાધુ છે, જ્ઞાન દર્શન અને ચારિત્રમય પણ આત્માજ છે.** તેમ **જિન** પણ આ દેહમાં રહેલો **આત્માજ** સત્તાએ જાણવો. માટે **આત્માને પરમાત્મા પ્રભુ પરમેશ્વર** એવા નામોથી ભજવામાં આવે છે. **પરતીર્થંકર** કે જે **નિર્મલ આત્મસ્વરૂપી** છે, તેવા **જિન** તે એમાંથી જેને જ્યાં સુરતા લાગી શકતી હોય તેનું અવલંબન કરી ઉન્નતિ ક્રમમાં જોડાવું. હવે **આનંદઘનજી** મહારાજ **પ્રભુના ચરણકમળ**માં ચિત્ત લગાડવાનું કહેતા છતા દ્રષ્ટાંત આપી **અંતરાત્માને** ઉત્સાહિત કરે છે.

જેમકે—પેટને ભરવા માટે વાછરડાવાળી ગાયો વગડામાં ચરવા જાય છે અને તે ગાયો વગડામાં ચારે દિશાએ ફરતી જ્યાં ત્યાંથી ઘાસ ચરે છે, દોડે છે. પણ તે ગાયોની **અન્તશ્ચિત્તવૃત્તિની સુરતા**તો ઘાસખાતાં—ચાલતાં પાણી પીતાં પોતાના વાછરડામાંજ લાગી રહી છે. મારૂ વાછરડું શું કરતું

હશે. તે મારા વિના ભૂમો પાડતું હશે. તે ભૂખ્યું થયું હશે. તે મને સંભારતું હશે. એ વાછરડાને કેમ હશે એમ ચિંતવતી ગાય પોતાની સુરતા વાછરડામાં અન્ય કાર્યો કરતાં છતાં પણ રાખે છે. તેમ આનંદઘનજી મહારાજ કહે છે કે, હે ભવ્ય શ્રેય:સાધકો—તમે પણ વ્યવહારનાં, વેપારનાં, દુકાનનાં, નોકરીનાં, રાજ્યનાં, નિશાળના, ખેતીનાં, મીલનાં વિગેરે હરેક કાર્યો કરતાં છતાં પણ તમારી **સુરતા તમારા શરીરમાં જિનસ્વરૂપ આત્મા**માં રાખો એટલે અનેક પ્રકારનાં વ્યવહારના કાર્યો કરતા છતા પણ **અન્તરથી** તે સર્વકાર્યથી ન્યારા રહી તમો **આત્મામાં પુનઃ પુનઃ સુરતા** સાંધો તો તમારો **આત્મારૂપ પરમેશ્વર** પ્રસન્ન થાય, અને સમયે સમયે **અનંતસુખ**ના વિલાસી બનો. વળી આનંદઘનજી મહારાજ **આત્મા**ની સાથે કેવી રીતે **સુરતા** સાંધવી તેના ઉપર દૃષ્ટાંત આપી જણાવે છે કે **ચારપાંચ સાહેલીયાંરે**—ચાર પાંચ સરખે સરખી ઉમરની જુવાન સાહેલીઓ માથે ગાગરીઓ મૂકી સાથે પાણી ભરવા જાય છે, અને પાણી ભરીને હસતી હસતી પરસ્પર તાળીઓ દેતી ચાલે છે, પછી વાતો કરતી ચાલે છે, પણ તેની **સુરતા** તો વાતો કરતાં, ચાલતાં, હસતાં, તાળી દેતાં ગાગરમાંજ લાગી

રહી છે. રખેને **મારી ગાગર** પડી જાય એમ ખબર રાખતી રહે છે. અને તેમાંજ **સુરતા** રાખે છે. તેમ તમે પણ હે **ભવ્ય જીવો ! ! એવી રીતે આત્મસ્વરૂપમાં સુરતા** સાંધો! **અન્તરમાં** અનંત ગુણ અનંત શકિતથી શોભાયમાન **આત્મામા** દરેક કામકાજ કરતાં **સુરતા રાખો,** હાસ્ય, વિકથા, નિંદા, વિગેરે કુકર્મ કરનારાઓના સંબંધમાં તમે આવો તો પણ **અંતરાત્મા ભગવાન્‌માં સુરતા** સાંધી કુકર્મથી અલગ રહેજો, **આત્મ ભગવાન્‌ની** ઉપાસનામાંજ અંતરથી **સુરતા રાખજો** આવી સુરતા વિના **આત્મ-ભગવાન્** શી રીતે પ્રસન્ન થાય ? તમો હાથે કરીને **આત્મરૂપીસૂર્યના** જ્ઞાન પ્રકાશપર **રાગદ્વેષ રૂપ વાયુ યોગે શુભાશુભ કર્મરૂપ** વાદળાં લાવો છો, તેમાં તમારો વાંક છે, અન્યનો વાંક નથી. **તમારો આત્મા** તેમ કયાંથી પ્રકાશ ન આપે તેમાં તમેજ કારણીભૂત છો, તમારી મેળેજ તમે પગઉપર કુવાડી મારી છે. તમારી મેળેજ તમે હાંસી હાંસીને ગળા સુધી ભરી અજીર્ણ ઉત્પન્ન કર્યું છે. તમારી મેળેજ બળતા અગ્નિમાં કુદકો મારી પડયા છો. તમારી મેળેજ તમે સર્પના મુખમાં હાથ ઘાલી જીવવાનું ધાર્યું છે. તમારી મેળેજ તાલપુટ વિષ ભક્ષણ કર્યું છે. શું તેનો હવે

ઉપાય નથી? શું તે મૂળ સ્વરૂપ અમારૂં પ્રાપ્ત કરી શકીશું નહિ; ઉત્તરમાં કે તમે જો આવી તમારા આત્માની સાથે સુરતા **લગાડો** તો **અલ્પસમયમાં** આત્મ **પ્રભુને** પ્રસન્ન કરશો. આત્મા નિર્મળ થયો છતો અનંત ઋદ્ધિ આપશે. એ ઋદ્ધિ સદાકાળ અખંડપણે રહેશે અને તમો તેથી **પરમ આનંદ**ના ભોકતા બનશો માટે આત્મ પ્રભુની સાથે એવી **સુરતા લગાડો**. નક્કી તમો **કલ્યાણમય** બનશો, **નાણું મળશે** પણ **ટાણું** નહીં મળે. **મનુષ્યભવના આયુષ્ય**ની એક ક્ષણ પણ **અમૂલ્ય છે** તેને નકામી ગાળશો નહીં. **પુનઃ પુનઃ** આવો **સમય** મળવાનો નથી. નહીં ચેતો તો **યાદૃશી મતિઃ તાદૃશી** ગતિઃ જેવી મતિ તેવી ગતી સમજી લેજો, કોઇ આકાશમાંથી ઉતરીને તમને કોઇ કહેવા આવવાનું નથી, ખરા બપોરે શું દેખી શકાય તેમ નથી; છતાં ઘૂક બાલ દેખે નહીં તેમાં **સૂર્ય**નો શો દોષ ? કંઇ નહિ. સમુદ્ર પામવા છતાં કાણો ઘડો ભરાય નહિ, તેમાં સમુદ્રનો શો દોષ; કંઈ નહિ. ઘડાનો જ દોષ ગણાય. વળી કહ્યું છે કેઃ—

**गाहा.**

**पत्ते वसंतमासे, पत्ताइ पावंति सयलवणराई ॥**
**जं न करीरे पत्तं, ता किं दोसो वसंतस्स ॥**

વસંત ઋતુ પ્રાપ્ત થયે છતે સકલ વનરાજી પાંદડાં પામે છે, અને કેરડા ઉપર પાંદડું નહિ. તેમાં **વસંત ઋતુનો** શો દોષ; કંઇ નહીં. તેમ અત્ર પણ આ પ્રમાણે **આત્માનું** સ્વરૂપ સાંભળી **મોક્ષનું સ્વરૂપ** સાંભળી આપણે **સર્વ સુખના નિધાન** એવા **આત્મામાં** ક્ષણે ક્ષણે **સુરતા** ન રાખીએ અને **આત્મ સ્વરૂપને** ભૂલી જઇએ તેમાં આપણો જ દોષ છે. માટે તે દોષને દૂર કરવા **આત્મસ્વરૂપને** પામવાની ઉત્કટ ઇચ્છાવાળા બનો, **અને સારમાં સાર, ધનમાં ધન, મિત્રમાં મિત્ર, સ્વામીમાં સ્વામી, સત્યમાં સત્ય, આધારમાં આધાર, શરણમાં શરણ આત્માને** ગણી તેમાં તમારા પ્રેમ ભાવથી **સુરતા લગાડો.** નક્કી તમારા જન્મની સાર્થકતા થશે. કીડીનો કુંજર થવા માટે આ અમૂલ્ય સમય છે. વળી આનંદઘનજી મહારાજ સુરતાના ઉપર દૃષ્ટાંત આપે છે. જેમ કે—નટવો ચોકમાં નાચે છે, દોર ઉપર ચઢયો છે. હેઠળ હજારો લોકો શોર બકોર કરી રહ્યા છે. તો પણ વાંસના ઉપર દોર ઉપર ચાલતાં પોતાની સુરતા ત્યાંને ત્યાં લગાવે છે. તેનું ચિત્ત જરા માત્ર અન્યત્ર જતું નથી અને પોતાનું કાર્ય બજાવે છે તેમ જે પુરૂષ **આત્મજીનના** ધ્યાનમાં અંતરથી **સુરતા**

સાંધે છે. વ્યવહાર કાર્યના અનેક પ્રસંગને પામીને પણ **અંતરથી આત્માની** સાથે **સુરતા** એકધારાએ ચલાવે છે, તે ભવ્ય, કર્મ મર્મનો નાશ કરી અત્ર વિજય વરમાળા પ્રાપ્ત કરે છે. વળી જેમ જુગારીના મનમાં જુગારની ધૂન લાગી રહેલી હોય છે. જુગારી જ્યાં જાય ત્યાં જુગાર રમવાનો દાવ શોધ્યા કરે છે, જુગાર રમતાં ખાવાની પણ સરત ચુકી જાય છે, જુગાર વિના તેને ચેન પડે નહીં. જુગાર રમવાનું મળ્યું કે જાણે મોટું રાજ મળ્યું એવી વૃત્તિવાળો હોય છે. તેની સુરતા જુગારની સાથે અંતરથી બંધાયેલી હોય છે. તેમ જે પુરૂષની **સુરતા આત્મારૂપ પરમાત્માની** સાથે લાગી રહેલી છે, અને જ્યાં જાય ત્યાં **આત્માના** સ્વરૂપની ધૂન અંતરથી લાગી રહેલી હોય છે. **પરભાવ**ની રમણતા વિષ્ઠાના ઝાઝરાની પેઠે બીલકુલ નીરસ લાગે અને **આત્માના** સ્વરૂપના ધ્યાનમાં ખાવાનું પણ જેને નીરસ લાગે, અલબત્ત ક્ષુધાવેદનીયના ઉદયે ખાય તેમ પીવે પણ અંતરથી તેની **સુરતા** આત્માની સાથે જ લાગી રહેલી હોય. **આત્મા**નું મનન સ્મરણ તેની ભક્તિ તેમાં તન્મયતા કરે, તેના વિના અન્યત્ર ચેન પડે નહીં. એવી રીતે **આત્મા**ની સાથે **નટવત સુરતા** સાધી **આત્મશક્તિ** પ્રગટાવો, અને **નિરંજન નિરાકાર**

**અખંડાનંદના** ભોક્તા બનો. એમ **શ્રી આનંદઘનજી**ની હિત **શિક્ષા છે.** વળી તેઓશ્રી જણાવે છે કેઃ—

જેમ કામી પુરૂષ, જુવાન સ્ત્રીને દેખી કામી બને છે. તેને વારંવાર યાદ કરે છે. વારંવાર કામના અર્થે તેને મળવા ઇચ્છે છે. તેના વિના તે સર્વત્ર શૂન્ય દેખે છે. તેના મનમાં ધારેલી સ્ત્રીનાજ વિચારો રમ્યા કરે છે. સારમાં સાર તે સ્ત્રીને ગણે છે. તેના માટે તનમનધન કુરબાન કરે છે. ગમે તે ઠેકાણે હોય, ખાતો પીતો હોય, વાતો કરતો હોય, કોઇ પણ કામકાજ કરતો હોય તો પણ તે પુરૂષની **સુરતા** કામના વિષયમાં કામીનીના ઉપર જ લાગી રહી હોય છે. તેમ તમે પણ **સારમાં સાર આત્માને** ગણી, પ્રાપ્યમાં પ્રાપ્ય ગણી, **આદેયમાં આદેય** ગણી તે **આત્મામાં સુરતા** લગાડો. વળી વારંવાર **આત્મધર્મ**ને **સ્મર્યા** કરો, વળી **આત્માર્થી** પુરૂષોને **હિત શિક્ષા** કે આ જગતમાં સર્વ પ્રકારની પૌદ્ગલિક વસ્તુઓને **ક્ષણિક અસત્ય ગણી સત્ય** પણું **આત્મા**માં ધારણ કરો. તન ધન મનને પણ **આત્મધર્મ**ની પ્રાપ્તિ અર્થે કુરબાન કરો. વારંવાર **આત્મધર્મ**ના ધ્યાનમાં પ્રવર્ત્યા કરો. જેમ તે કામી પુરૂષની સુરતા કામીની ઉપર **અંદરથી** લાગી રહેલી હોય છે. તેમ તમે પણ **આત્મ**

**સ્વરૂપ** ઉપર ફરતાં હરતાં **સુરતા** રાખ્યા કરો, કામી પુરૂષની સ્ત્રીના ઉપર જે **સુરતા** છે તે **સુરતાથી** તેને વાસ્તવિક **સુખ લાભ** મળતો નથી, અને સાત ધાતુથી ભરપૂર વિષ્ટાની કોથળી એવી અપવિત્ર સ્ત્રીના ઉપર **રાગ** કરવો તેથી **કર્મ બંધન** થાય છે અને તે કર્મ બંધનથી **જન્મ જરા મરણનાં** દુઃખો પ્રાપ્ત થાય છે. **આત્માના** ઉપર **સુરતા** લગાડવાથી કર્મનો **નાશ** થાય છે. **સંતોષની** પ્રાપ્તિ થાય છે. અને **જન્મજરામરણ**નાં દુઃખ ટળે છે, અને **શાશ્વત સત્ય** આનંદ મળે છે. માટે **સર્વોત્તમ** વાત આત્માની સાથે **સુરતા** સાંધવી તે છે. **શ્રી આનંદઘન પ્રભુ** એમ કહે છે કે તમે તેવી રીતે **આત્મપ્રભુ** વા **તીર્થંકરપ્રભુ**ની સાથે **સુરતા અવિચ્છિન્ન ધારણાથી** લગાડી **પ્રભુ**નું નામ લ્યો. એટલે પ્રભુનું સ્મરણ કરો. ચોથા ગુણ ઠાણાથી આવા પ્રકારની **સુરતા** ભેદજ્ઞાન, પ્રાપ્ત થતાં થાય છે. **પુદ્ગલનો ધર્મ** અને **આત્મધર્મનું** જ્ઞાન જ્યારે થાય છે, અને હંસ જેમ દુધ અને પાણીને ચંચુથી જુદાં કરી નાંખે છે તેમ જે જીવ, ભેદજ્ઞાન યોગે **આત્મા** અને પુદ્ગલની ભિન્નતા વિવેકદૃષ્ટિથી કરે છે, તે **ભવ્યજીવ**, પૂર્વોક્ત પ્રકારની **સુરતાનો** અધિકારી થાય છે. એવી **સુરતા**

શું તમે પ્રાપ્ત કરી શકવાના નથી; કેમ નથી કરવાના? **પ્રયત્નથી સર્વ કાર્ય** સિદ્ધ થાય છે. **પ્રયત્ન કરો!! પ્રયત્ન કરો.** ઇચ્છિત વસ્તુની પ્રાપ્તિ થશે. **સતત ઉત્સાહ રાખો, ટીંપે ટીંપે સરોવર** ભરાય, અને **કાંકરે કાંકરે પાળ બંધાય.** તમે પણ તેવા પ્રકારની **સુરતા આત્મા**ની સાથે સાંધી શકશો. આજથી વા આવતી કાલથી તમે ખંતપૂર્વક મહાવરો પાડો, અને દરરોજ **સુરતા**નો અભ્યાસ વધારતા રહેજો. તેને માટે **અમુકકાળનો નિયમ** કરજો. પ્રથમ તો કંટાળો આવશે, વાત ચિત્તમાં ગભરામણ થશે, પણ તમે ઉત્સાહ અને ખંતથી **સતત પ્રયત્ન** કરજો, અને **વિશ્વાસથી સુરતા**ના અભ્યાસમાં જોડાજો. નક્કી તમો **અમુક** માસમાં ચડતી સ્થિતિવાળી અને **પવિત્ર સ્થિતિ** તમારા આત્માની જોશો. આવી રીતે **સુરતા** સાધ્યા વિના કલ્યાણ થવાનું નથી. **શુકલધ્યાન**ના **પાયામાં સુરતા**નો અંતર્ભાવ થાય છે. **ધર્મધ્યાનમાં** પણ **સુરતાનો અંતર્ભાવ** થાય છે. **સાધ્ય**ની **સિદ્ધિ** પ્રાપ્ત કરતાં **સુરતા**ના, ગુણઠાણાની અપેક્ષાએ અનેક જીવ આશ્રયી **અસંખ્યાત** ભેદ પડે છે. સર્વમાં **આત્મસ્વરૂપ**ની **સુરતા સુખનો અવધિ છે. આત્મસ્વરૂપ**માં **સુરતા** સાધવાને એક દ્રષ્ટાંત

કહે છે. જેમ એક સોની દુકાનમાં બેઠો બેઠો ઝીણી સોનાની વસ્તુઓમાં કોરણી કરતો હતો. તેની **સુરતા** એવી તો ત્યાં **પરોવાઈ** કે ત્યાંથી રાજાનું **સૈન્ય ગયું** તો પણ તેણે જાણ્યું નહિ: શું ત્યારે અમે ગૃહસ્થાવાસમાં આવું **ચિત્ત** રાખીએ તો સંસારનાં કાર્યો શી રીતે થાય ? તેના ઉત્તરમાં હું તમને જણાવું છું કે સંસારનાં કાર્યો કરતાં પણ **તમારી સુરતા આત્મામાં** સાંધ્યા કરો. ટેવ પાડશો કે તમને આ કાર્ય સહેલું લાગશે. તેમ વળી સાંજ સવાર રાત્રીમાં આ મહા કાર્ય માટે કેટલોક વખત **નિયમિત** કરો, અને તમારૂ કાર્ય સિદ્ધ થાય તેવા ઉપાયો પ્રતિદિન **આચારમાં** મૂકતા રહો !! એટલે તમે આ ધર્મધુરાને સુખેથી વહન કરી શકશો. **પ્રયત્ન**માં ખરા પ્રેમથી જોડાઓ. **પ્રયત્નને** સેવ્યા વિના **જીવન્મુક્તિ** વા સિદ્ધપણું મળતું હોય તો સર્વજીવો મુક્ત થાત. શ્રી સદ્‌ગુરૂનું સાહાય્ય સાંનિધ્ય અથવા કૃપા પણ **સાધકને** ફળની પ્રાપ્તિ કરાવવામાં તેના પોતાના પ્રયત્નની અપેક્ષા રાખે છે. ઉપદેશનું **દાન** પુનઃ પુનઃ વિવિધ વચનોથી **શિષ્ય**માં ઉત્સાહ ભાવ જાગ્રત્ કરવો. **પ્રયત્ન**ની અતિવિકટતાથી હારી જતા હૃદયને **ધૈર્ય** તથા **શૌર્યનું** અર્પણ કરવું. વિગેરે **કાર્ય** કરવાં એજ **સદ્‌ગુરૂની કૃપા છે**, અને

આપેલા ઉપદેશાંનુસાર વર્તન કરવું એજ **શિષ્યનું કાર્ય** છે. સર્વ ઉપર પ્રેમભાવ દર્શાવતા રહો. કીડાથી તે ઈંદ્રપર્યંત સર્વ ઉપર પ્રેમ ભ્રાતૃભાવ રાખો, તમે જ્યાં સુધી બીજા પ્રાણીઓમાં રહેલી આત્મશક્તિની અવગણના કરી તેના ઉપર દ્વેષ કરો છો, તથા તેમના ઉપર ક્રોધ તથા તેમનું ભૂંડું ઇચ્છો છો અને તથા કરો છો, ત્યા સુધી તમારો તમારા શરીરમાં રહેલા આત્મપ્રભુ ઉપર પ્રેમ થયો નથી. જો પોતાના આત્મપ્રભુ ઉપર પ્રેમ થયો હોય તો બીજાના શરીરમાં રહેલા આત્માઓ પણ પોતાના આત્મા સમાન છે તો તેનું ભૂંડું કેમ ઇચ્છાય?? કેમ કરાય. હજી તમારા આત્મપ્રભુ ઉપર તમારી ખરી ભક્તિ પ્રકટી નથી. ઉપરઉપરથી સ્નાન કરી બે ટપકાં ટપકું કપાળમાં કર્યું. વા છાપ લગાવી. વા ગળામાં કંઠી ઘાલી. વા પ્રભુના ભક્તો ગણાવવા અનેક જાતનાં બાનાં ધારણ કર્યાં, પરંતુ જ્યાંસુધી આત્મપ્રભુ સમાન બીજા પ્રાણીઓના આત્મા ગણી તેમના ઉપર પ્રેમ **ભ્રાતૃભાવ** દયા રાખી નથી, ત્યાં સુધી ઉપરના બાનાથી તમારા શરીરમાં રહેલા આત્માને પરમાત્મારૂપ બનાવી શકવાના નથી. માટે સાધકો!! સર્વ જીવો ઉપર પ્રેમ ધરો!! પ્રેમધરો!! સર્વજીવોના કલ્યાણમાં રાજી થાઓ!! તમારામાં રહેલી આત્મસત્તા કોઇનું

અકલ્યાણ ઇચ્છતી નથી. તેમ તમે જ્યારે કોઇનું પણ અ-
હિત ઇચ્છતા નથી, ત્યારે આત્મસામર્થ્ય અનુભવવાને યોગ્ય
અધિકારી થાઓ છો. પ્રત્યેકપ્રાણીનું ખરા અંતઃકરણથી નિરં-
તર હિતઇચ્છવું એજ આત્મધર્મની યથાર્થભક્તિને સૂચવ-
નાર લક્ષણ છે. જે પ્રાણી અપકાર કરે છે તેનાપ્રતિ પણ
જેઓ **પરમ** પ્રેમ દર્શાવતા નથી, પરંતુ તેનું ખરાબ કરવા
તત્પર થાય છે તેઓ, આત્મધર્મના અદ્ભૂત સામર્થ્યને કદી
પણ પ્રાપ્ત કરતા નથી.

પ્રિય સાધકો ! ચરમજીનેશ્વર શ્રી **વીરપ્રભુએ** ચંડ
કોશીયો નાગ જે પોતાને કરડયો તેના ઉપર કેવી **કરૂણા**
દર્શાવી હતી?? **સંગમદેવતા** ઉપરપણ તેમણે **કેવી** કરૂણા
દર્શાવી હતી. તેમનું **અંશમાત્ર** પણ અહિત મનથકી ચિંતવ્યું
નહોતું.અહો તેમની કેવી **કૃપા**! **કેવો ભ્રાતૃભાવ!** એવી દશા-
થી તેઓશ્રીએ **કૈવલ્યજ્ઞાન** પ્રાપ્ત કર્યું એવી **કૈવલ્યજ્ઞાનશક્તિ**
પ્રાપ્ત કરવાને આપણે પણ તેમના પગલે ચાલવું જોઇએ.
**વીરપ્રભુનાં પ્રત્યેક આચરણ** જો **સમજાય** તો તે આપણી
**આત્મોન્નતિમાં** હેતુભૂત છે. તથા ત્રેવીસમા તીર્થંકર
**શ્રીપાર્શ્વનાથ પ્રભુ** કે જેઓ કમઠજોગી પાસે ગયા, ત્યાં,
**સમભાવ** રાખી **સર્પ** બળતો હતો, તેને **મહામંત્ર** નવ-

કાર, સ્વસેવક પાસે સંભળાવ્યો–અને **ધરણેંદ્ર** બનાવ્યો. વળી તેઓ શ્રી જ્યારે દીક્ષા અંગીકાર કરી વગડામાં વડ હેઠળ કાઉસગ્ગધ્યાને રહ્યા હતા. તે સમયમાં **કમઠયોગીનો** જીવ મરીને **મેઘમાલીદેવતા** તરીકે થયો હતો. તેણે **અવધિજ્ઞાનથી પાર્શ્વપ્રભુને** કાઉસગ્ગધ્યાને જાણી **વૈરભાવથી** ઉપદ્રવ કરવા લાગ્યો. પ્રભુની નાસિકા સુધી જળ આવ્યું, તેટલું મેઘનું જળ વર્ષાવ્યું. તો પણ **પાર્શ્વપ્રભુ. સમભાવે** રહ્યા. જરા માત્ર મનથકી પણ મેઘમાલીનું **અહિત** ઇચ્છયું નહીં, તેઓ ધારે તો **મેઘમાળી દેવતાને** શિક્ષા આપવા સમર્થ હતા. **પરંતુ** જાણો છો કે મોટા મહાત્માઓની **દયા કરૂણા પ્રેમ પણ** મોટાં હોય છે. તેથી તેઓશ્રી ધ્યાનમાંજ આરૂઢ થઇ **આત્મસ્વરૂપમાં** તલ્લીન થયા. તે વખતે નવકાર સંભળાવેલા **નાગના જીવ ધરણેન્દ્રે** આ ઉત્પાત જાણ્યો, અને તે ત્યાં આવ્યો અને મેઘમાલીને **સમજાવ્યો** ને કહ્યું કે **શ્રીપાર્શ્વપ્રભુ દયા કરૂણાની** મૂર્તિ છે. તેમના પ્રતિ આવું આચરણ આચરવાથી આપણો **આત્મા ઉચ્ચ સ્થિતિને** પામે નહીં એમ સમજણ પડવાથી **મેઘમાલી દેવતાએ** પણ **પાર્શ્વપ્રભુને** ખમાવ્યા, અને કરેલા **અપકૃતનો** ખરા અંતઃકરણથી **પશ્ચાત્તાપ** કર્યો. અહો **શ્રી-**

**પાર્શ્વપ્રભુની** કેવી કરૂણા, કેવો **ભ્રાતૃભાવ,** આપણે પણ તેમના પગલે ચાલી તેવા થવા પ્રયત્ન કરીએ તો **અવશ્ય** તેવા **પરમાત્મદશા**વાળા થઇ શકીએ. તેમાં કશો **સંશય** નથી. પવિત્ર સજ્જનો તમે પણ **આત્મોન્નતિ**ના માર્ગમાં જોડાતાં પ્રથમ અન્યનું અકલ્યાણ ઇચ્છવું, એવો મનમાં પણ કદી **સંકલ્પ** કરવા ઇચ્છો નહીં. હું ધારૂં છું કે **આ કથન** પ્રમાણે વર્તન ધારતાં તમે ખચકાશો પણ તમો ગમે તેટલાં દુઃખ પડે પણ હું તે પ્રમાણે વર્તીશ એવા દૃઢ વિશ્વાસથી, પ્રવૃત્તિ કરશો તો પ્રથમ પ્રયાસમાં વિઘ્નો પણ જણાશે, પણ અંતે જ્યારે **આ માર્ગને** કદી મૂકવાના નથી એવો દૃઢ વિશ્વાસ જણાયાથી **તમારો આત્મા પ્રભુરૂપ** છે, તે પોતાના **સામર્થ્યથી સાહાય્ય** કરશે, શાંતિ ફેલાવશે અને તમારો **આત્માજ** શક્તિમાન્ થઈ સર્વ વાંછિતોને સિદ્ધ કરશે. મોટા મોટા મહાત્માઓને પણ આ માર્ગમાં પ્રવર્તતાં દુઃખ પડયાં છે પણ તે અશાંતિનાં વાદળ અંતે દૂર થયાં છે અને તેમના આત્માએ સદાકાળની શાંતિ વરી છે, માટે તમારા ઉપર પૂર્ણ વૈરભાવ રાખતો હોય તેનું પણ બુરૂં ઇચ્છશો નહીં, તેનાથી સાવચેતીથી ચાલવું એ તો નીતિનો માર્ગ છે, સર્વનું હિત ઇચ્છો, સર્વ સુખી થાઓ, એજ ભાવના અંતઃકરણમાં સ્ફુરાવ્યા કરશો. પ્રાણી

માત્ર ઉપર પ્રેમ કરવાથી અને તેમનું યથાશક્તિ હિત કરવાથી તેમને સદુપદેશદ્વારા સમ્યગ્માર્ગે ચડાવવાથી તેમનું જેટલું હિત આપણે કરવા તત્પર થઇએ છીએ, તેના કરતાં તેમ કરવાથી **અનંતગણું** આપણું **હિત કલ્યાણ** કરીએ છીએ, તે લક્ષ્યમાં રાખજો. કારણ કે જે પ્રમાણમા તમે અન્ય પ્રાણીઓનું હિત કરવા ઇચ્છો છો. તેના કરતા **વિશેષ**પ્રમાણમાં **નિર્મળ** તમારો **આત્મા પરમાત્મા રૂપ** થયો હોય તોજ તમારી તેવા પ્રકારની પ્રવૃત્તિ થાય. તે વિના થઈ શકે નહીં તે ધ્યાનમા રાખજો. તેથી સર્વ પ્રાણી માત્ર ઉપર **પ્રેમ, દયા, કરૂણા, સદુપદેશ** કરવાથી પોતે પોતાનો જ મહા સ્વાર્થ સાધીએ છીએ. **આત્માનું જ** ઉત્કૃષ્ટપદ આપણે મેળવવા સન્મુખ થયા છીએ એમ તમને જરૂર જણાશે. આ વચનને અનુભવી જોશો, એટલે ખાતરી થશે. **આત્મ ધર્મ**ના સ્વભાવથી વિરૂદ્ધ સ્વભાવને અનુસરવાથી આપણે **આત્મ ધર્મ**થી વધારે દૂર થઇ જઈએ છીએ. આમ હોવાથી પ્રાણી માત્ર ઉપર **પ્રેમ** કરવો અને તેમનું યથાશક્તિ પ્રતિદિન હિત સાધવા પ્રયત્ન કરવો. એજ પોતાનો **મહાસ્વાર્થ** છે અને એજ **પરમકલ્યાણ**નો માર્ગ છે. બાળક યુવાન્ અને વૃદ્ધ, જોગી, ભોગી, સંન્યાસી, સ્ત્રી પુરૂષ, રંક

અથવા રાજા, ધનવાન્ વા નિર્ધન, પંડિત અગર મૂર્ખ, મિત્ર વા શત્રુ, સગું વા અસગું, ગુણી વા અવગુણી સર્વના ઉપર પ્રેમની અખંડધારા ચલાવો અર્થાત્ તેઓનું સારૂં ઇચ્છો, તેઓ પ્રતિ **અનિષ્ટ સંકલ્પ** લેશ માત્ર પણ કરશો નહીં. વળી સંગ્રહનયની સત્તાએ જોતાં સિદ્ધના અને સંસારીજીવ એ પણ સરખા છે. માટે શકિતભાવે રહેલો આત્મધર્મ, વ્યકિતભાવે કરવો હોય તો સમભાવથી આત્મભાવથી તમારૂં વર્તન શુદ્ધ રાખો. સર્વ પ્રાણીઓ ઉપર આપણે **સમભાવ** રાખીએ છીએ, ત્યારે સર્વ આપણને પોતાના **આત્મારૂપ** ગણે છે, અને ભ્રાતૃભાવથી સર્વની આપણા પ્રતિની વૈરબુદ્ધિ છૂટી જાય છે. દેવો અને રાક્ષસો પણ આપણને **સાહાય્ય** કરે છે, અને પોતાના આત્મા સમાન લેખે છે.

સર્વ પ્રાણીઓના હિતમાં પ્રીતિવાળા થવાથી જે જે અગણ્ય લાભો સંપ્રાપ્ત થાય છે, તે જો મનુષ્યો યથાર્થ અવબોધતા હોય, અને અનેક પ્રાણીઓપર વિદ્વેષ તથા તેમને દુઃખ આપવાથી કેવાં કેવાં દુઃખોની પ્રાપ્તિ થાય છે તે તેમની સમજણમાં સ્પષ્ટ જણાતું હોય તો જગતમાંથી હિંસા **અસત્ય, ચોરી, જારી,** વિશ્વાસઘાત, નિંદા, કલંક, દગા-

ફટકા, પ્રપંચ, છળ, અન્યાય, વગેરે દુર્ગુણોનો **સત્વર** નાશ થઈ જાય, અને આ મૃત્યુલોક સ્વર્ગસમાન થાય.

**અધ્યાત્મબળને** પ્રાપ્ત કરવાની ઇચ્છાવાળાઓને પુનઃ પુનઃ ભલામણ કરવામાં આવે છે કે તમે સર્વ પ્રાણી ઉપર **પ્રેમ, દયાને, ભ્રાતૃભાવ** રાખો, જ્યાં સુધી આ ત્રણ ગુણોને તમોએ અમલમાં મૂક્યા નથી ત્યાં સુધી તમો **અધ્યાત્મબળની** પ્રથમ ભૂમિકાના અધિકારી થયા નથી, પ્રાણિ માત્રમાં **પ્રેમ દયા** ને **ભ્રાતૃભાવ** નહિ સાધો, ત્યાં સુધી **અધ્યાત્મવિદ્યાનો** એકડો કાઢતાં પણ તમને નથી આવડ્યો, એ નક્કી અવધારજો. આ ત્રણ વસ્તુઓ સાધવી ઘણી સરળ છે. આવા વિશુદ્ધપ્રેમ, દયા ને ભ્રાતૃભાવથી ત્રણ ભુવન પણ આધીન થાય છે. જ્યાં જાય ત્યાં તેના પ્રતિ સર્વે સાનુકૂળપણે વર્તે છે. સિંહ પ્રમુખ હિંસક પશુઓ પણ મહાયોગી પુરૂષોના નિવાસપ્રદેશમાં પોતાનો હિંસક સ્વભાવ છોડી દે છે, એવો લેખ શાસ્ત્રોમાં છે, અને તે યોગી મહાત્માઓને જોતાં માલુમ પડે છે. મન, વચન, અને કાયા એ ત્રિયોગથી ભૂત માત્રનું હિત ઇચ્છનાર પ્રતિ અને કોઈનું પણ **અહિત** ન સાધનાર પ્રતિ પ્રાણી માત્રની વૈર બુદ્ધિ છૂટી જાય છે. નિર્દોષ શુદ્ધપ્રેમથી વર્તન કરો. એવું જ

વર્તન **અધ્યાત્મબળની** પુષ્ટિપ્રદ છે. તમો **પ્રેમથી સતત શુદ્ધાચરણનું** અવલંબન કરો. શુદ્ધ વિચારને **અખંડપણે** હૃદયમાં જાગ્રત રાખો. પ્રાણી માત્ર ઉપર **વિશુદ્ધ પ્રેમ** તેમ **પોતાના શરીરમાં** રહેલા જ્ઞાનદર્શનચારિત્રના ધારક **આત્મા** પ્રભુ ઉપર **શુદ્ધપ્રેમ** રાખવાનો **અભ્યાસ** કરશો તો એક પણ દોષ થવાનો સંભવ આવશે નહિ.—

**આત્મપ્રેમી,** અસત્ય બોલી કોઇને ઠગતો નથી. વળી **આત્મપ્રભુનો** પ્રેમી અન્યથી અપરાધ થતાં છતાં પણ તેના ઉપર ક્રોધ કરતો નથી તેમ ઉશ્કેરાતો નથી. **આત્માનો** પ્રેમી અન્યના દોષો દેખતાં તેઓની નિંદા કરવા જરા માત્ર હોઠ હલાવતો નથી. તેમ નિંદાના એક નાના વિચારને પણ હૃદયમાં પ્રવેશવા સ્થાન આપતો નથી. જો તમારે **આત્મપ્રેમી** બનવું હોય તો **નિંદાનો** ત્યાગ કરો. **ત્યાગ કરો. નિંદા** એ **મહાપાપ** છે. જ્યાં સુધી ગુણીની વા નિર્ગુણીની, સાધુ સંતની, શત્રુની, મૂર્ખની પંડિતની નિંદા કરવા તમારી જીભ લબકારા મારે છે અને, જીભમાં ચળ આવે છે, ત્યાં સુધી તમો **આત્માના** પ્રેમી બનવાના અધિકારી થયા જ નથી અને ત્યાં સુધી તમો એક દારૂડીયાના જેવા છો. સ્વપ્નમાં પણ અદેખાઇથી કોઇની નિંદા

ન થાય તેટલાં સુધી તમારે આગળ વધવાનું છે. નિંદા એ વિષ્ઠાના સમાન છે. પ્રભુના પ્રેમી સંત પુરૂષો પાપીની પણ નિંદા કરે નહિ. આ વાત લક્ષ્યમાં રાખજો. **સુણી સુણીને ફુટયા કાન, તોયે ન આવ્યું બ્રહ્મજ્ઞાન, આત્મપ્રેમીએ** કોઇની નિંદા ન કરવી, ન કરવી. એમ તમે લાખોવાર વાંચ્યું. વાંચતાં વાંચતાં તમારાં વીશ, પચ્ચી, ત્રીસ, ચાલીશ વર્ષ ચાલ્યાં ગયાં, અને **નિંદા કરવી નહીં, કરવી નહીં.** એમ સાંભળતાં સાંભળતાં તમારી ઉમ્મર પૂરી થવા આવી પણ હજી નિંદારૂપ અગ્નિની જ્વાલાઓ હૃદયમાં એવીને એવી બળતી રહી છે, તેના સામું જુઓ !! સામું જુઓ ! જો તમને નિંદા કરવી નહીં એવી અંતઃકરણથી **નિશ્ચયતા** થતી હોય તો આજથી **નિંદા** કરવાનું ત્યાગ કરો, ત્યાગ કરો. કોઇની પણ **નિંદા** કરવાનો મનમાં વિચાર આવે કે તુરત તેને દાબી દો, અને તેના પ્રતિ **કલ્યાણનો** વિચાર ચલાવો. આ વાત વારંવાર યાદ રાખી, નિંદાના શબ્દો મુખમાંથી કાઢશો નહીં. સારા અગર ખોટા શબ્દો **સારા** અને ખોટા ફળને આપે છે. શું તમો અન્ય દોષીઓની નિંદા કરવાથી દોષરહિત કદી થવાના છો ? ના, પણ ઊલટા દોષના સ્થાનરૂપ બનો છો. અન્યના દોષો જોવાથી તમારામાં **દોષની**

**ભાવના**ના સંસ્કારો ઉત્પન્ન થાય છે. જેમ સૂકર પોતાનું મુખ કાદવ, વિષ્ટામાં રાખે છે, અને ક્વચિત્ ઉંચુ જુએ છે. તેમ દુનિયામાં અનેક અજ્ઞાન મનુષ્યોને અન્યોના દોષો દેખવાની તથા અન્યનાં ખોતરણાં કાઢવાની કુટેવ પડી ગઇ હોય છે. તેવા મનુષ્યો નિરંતર કાળી બાજુને જ જુએ છે, પણ ઉજળી બાજુ એટલે ગુણોને કદી દેખતા નથી. પરંતુ આમ કરવાથી તેમને પોતાને જ હાનિ થાય છે. દોષો અને ખોતરણું એજ તેમના ચિંતનનો **વિષય** થઇ પડતાં—ધ્યાનનો વિષય થઇ પડતાં **મનુષ્ય જેનું ધ્યાન-ચિંતન** કરે છે **તેવોજ તે થાય છે.** એ નિયમાનુસારે પૂર્વોક્ત દોષો તેઓનામાં જ કેટલાક વખત પછી પ્રગટ થાય છે. ગમે તેવો **સદ્ગુણી મનુષ્ય** હોય તો પણ તે **અન્યના દોષોને** દેખે છે. અને **નિંદામાં** તત્પર થાય છે. તો તેના સદ્ગુણો એક પછી એક એમ સર્વ નષ્ટ થઇ જાય છે. તેથી ઉલટું ગમે તેવો દોષવાન્ મનુષ્ય હોય અને અને બીજાના ગુણો તરફ દ્રષ્ટિ દે છે, અને કદી કોઇની નિંદા કરતો નથી અને પરમાં પરમાણુ જેવડો ગુણ હોય તો પણ પર્વતના સમાન લેખી તેની સ્તુતિ કરે છે. તો તેવો પુરૂષ સદ્ગુણી બને છે. માટે દોષ દેખી તમે કોઇની જરા પણ નિંદાને ત્રિયોગથી કરશો

નહીં. અને એ પ્રમાણે **નિંદાનો** સર્વથા ત્યાગ કરવાથી તમો **અધ્યાત્મજ્ઞાનના** અધિકારી થશો, અને તમે સુખેથી **આત્મસન્મુખગમન** કરશો.

ધનવડેજ બીજાઓનું હિત થાય છે એમ તમે કદી માનશો નહિ. ધનથી ઘણા પ્રસંગે અન્યનું હિત સાધવાને બદલે અહિત સાધવાનો સંભવ રહે છે. તેથી અન્યનાં દુઃખ ટાળવા તમારી પાસે પૂરતું ધન ન હોય અથવા હોય પણ તે ખરચવા દાનાંતરાયને લીધે તમારો જીવ ચાલતો ન હોય તો ચિંતા કરશો નહિ. વિચારરૂપ **મહાધન** તમને તમારી જીંદગીમાં **પ્રાપ્ત** છે. તે રાત્રી દીવસ વાપરીએ તો પણ ખૂટે એવું નથી. વળી તે **વિચારરૂપધન** જ્યારે વાપરવાની કળા હસ્તગત થાય છે ત્યારે તે **વિચારધન** એટલું બધું **સામર્થ્ય**વાળું જણાય છે કે આ **લૌકિક**ધન જે સોનું રૂપું હીરા રત્નરૂપ ધનનું બળ તેના આગળ **તુચ્છ** જણાય છે. જ્યારે **લૌકિકધન** ક્ષણિકહિતને સાધે છે. **ત્યારે તમારા**માં રહેલું **વિચારરૂપધન** તેનું દાન ચિરવખતના હિતને સાધે છે. માટે તમારી પાસે લૌકિકધન ન છતાં પણ પ્રાણીમાત્રના હિતના સંકલ્પો જો તમે **પ્રગટાવશો** તો તમે અન્યોના **પરમ ઉપકારી બનશો.** સુખનો ઉપાય તમારી

પાસે છે, તમારા હૃદયમાં છે, સુખનો ઉપાય હજારો કે લાખો ગાઉ દૂર નથી, સ્વર્ગમાં કે **પાતાળમાં** નથી. **સૌધર્મ** દેવલોકમાં કે **સ્વાર્થસિદ્ધિવિમાનમાં નથી**. હિમાલય પર્વતની ગુહામાં કે દંડકારણ્યની ઝાડીમાં **સુખનો ઉપાય** નથી. શામાટે અરહાપરહા અથડાઓ છો શામાટે વિચારનાં કોકડાં ગુંથો છો અને શામાટે તમે દુ:ખી થાઓ છો ?? શા માટે જીવન નિષ્ફળ વ્યતીત કરો છો? **અસંખ્યપ્રદેશી જે આત્મા** છે તે શરીર કે જે આ પ્રત્યક્ષ દેખાય છે તેમાં પગથી તે મસ્તક સુધી વ્યાપીને રહ્યો છે, તે **આત્માના** એકેક પ્રદેશે અનંત સુખ **અનાદિઅનંતમે** ભાગે રહ્યું છે તેના પ્રતિ દૃષ્ટિ દેઇ તે આત્માનું ધ્યાન કરો, તે **આત્માની** પ્રાપ્તિ માટે શુદ્ધ વ્યવહારનાં આચરણ સેવો. **આત્માનો** અનુભવ કરો. કૈવલ્યજ્ઞાન સરખો **અનુભવ** તમને **પરમાત્માનાં** દર્શન કરાવશે. **નિશ્ચય** કરાવશે. વળી તમને **અનુભવ મિત્ર, પરમાનંદની** વાનગી ચખાડશે માટે **આત્માના** શુદ્ધ વિચારરૂપ **ધર્મધ્યાન શુકલધ્યાનને** સેવો. ખાત્રીથી સમજો કે તમે **અનંત સુખના મહોદધિ** થઇ રહેશો.

તમને શુદ્ધ વિચાર કે જે ધર્મધ્યાન અને શુક્લધ્યાન રૂપ છે. તે સેવવો કઠીન લાગે છે? અને શુદ્ધાચરણ આચરવું

દુષ્કર લાગે છે? શા માટે ફોકટ બીઓ છો? જે સરલ માર્ગ છે તેને ભ્રાંતિથી કઠિન શા માટે સમજો છો? આત્મારૂપ સિંહ બનીને અષ્ટકર્મરૂપ સસલાથી બીતાં તમને શરમ નથી આવતી?? લજ્જા પામો. કેમ છેક નિર્બલ મનના બની જાઓ છો. સ્થિર થાઓ!! ધૈર્ય અવલંબો!! પોતાનું શુદ્ધ સ્વરૂપ વિચારો. પોતાના આત્મસ્વરૂપના વિચાર તરફ વળવું એ તો સ્વાભાવિક સરલ માર્ગ છે. આત્માના વિના પરભાવ સંબંધી અશુદ્ધવિચાર કરવા એ તો અસ્વાભાવિક છે. જેમ અગ્નિમાં ઉષ્ણતાનો સ્વાભાવિક ગુણ છે. જળમાં શીતતાનો સ્વાભાવિક ગુણ છે. તેમ જ્ઞાન, દર્શન, ચારિત્ર વીર્યમય પોતાના આત્માના સ્વરૂપનું ધ્યાન કરવું. પોતાના આત્માના અસંખ્યાત પ્રદેશમાં સ્થિર દૃષ્ટિથી લયલીન થવું તે તમારો સ્વાભાવિક શુદ્ધ ધર્મ છે. તેના સંબંધી જે ચિંતવન, મનન, તે સર્વ શુદ્ધ વિચારોથી તમો આત્માની જે અનંતિઋદ્ધિ જે સામર્થ્ય તિરો ભાવે હતી તેને છતિ ભાવે કરો છો, અને એ શુદ્ધવિચાર સ્વરૂપ આત્મધ્યાનથી અનંત કર્મની વર્ગણાઓ તમારાથી દૂર થાય છે, અને તમારી રૂદ્ધિ જે સ્વભાવિક છે, તે પ્રગટ થાય છે.

**અધ્યાત્મસાર**માં તે ધ્યાનની ઉત્તમતા વિષે કહ્યું છે કે,

श्लोकः—

यत्र गच्छति परं परिपाकं, पाकशासनपदं तृणकल्पम्;
स्वंप्रकाशसुखबोधमयं, तद्ध्यानमेव भवनाशि भजध्वम् ॥ १ ॥

આત્માના સ્વરૂપના શુદ્ધ વિચારરૂપ ઉત્કૃષ્ટ ધ્યાન પરિપક્વતાને પામે છે તે મુનિમહારાજ યોગી ઇંદ્રની પદવીને પણ તૃણ સમાન ગણે છે. માટે ભવ્યજીવોએ પોતાના આત્મધર્મને પ્રકાશ કરે એવું આત્મજ્ઞાનમય જે ધ્યાન કે જે ભવનો નાશ કરે છે તેનું સેવન કરવું. વળી ધ્યાનની ઉત્તમતા જણાવતા છતાં શ્રી યશોવિજયજી ઉપાધ્યાય કહે છે કે,

श्लोकः—

यत्र नार्कविधुतारकदीपज्योतिषां प्रसरतामवकाशः;
ध्यानभिन्नतमसामुदितात्मज्योतिषां तदपि भाति रहस्यम् ॥ २ ॥

જે ધ્યાનના પ્રકાશની આગળ–સૂર્ય–ચંદ્રમા અને તારકાનું તેજ અને દીવાના તેજનો પ્રકાશ પણ અલ્પ છે, એવું જે આત્મિક શુદ્ધ ધ્યાન કે જેનાથી અજ્ઞાનરૂપ અંધકાર ભેદાયો છે, એવી ધ્યાનરૂપ જ્યોતિ જેને પ્રગટ થઇ

છે. એવો શરીરને વિષે રહેલો ધ્યાનીનો આત્મા, શોભી રહ્યો છે. વળી ધ્યાનીની વિચિત્ર દશા બતાવે છે.

શ્લોકः—

या निशा सकलभूतगणानां ध्यानिनो दिन-
महोत्सव स एषः
यत्र जाग्रति च तेऽभिनिविष्टा ध्यानिनो भवति
तत्र सुषुप्तिः ॥ १ ॥

સકલ પ્રાણી સમૂહને જે રાત્રી છે, તેજ ધ્યાનીઓને દિવસનો મહોત્સવ છે, અને સંસારી જીવો જે વેળાએ પરભાવ પરિણતિમાં જાગે છે, તેજ વેળાએ પરભાવ પરિણતિમાં ધ્યાની મુનિરાજો ઉંઘે છે. કામાતુર પ્રાણી વિષયની પ્રાપ્તિ અર્થે અશુદ્ધ વિચાર સેવતો જ્યારે કદર્થના પામી ખિન્ન થાય છે. ત્યારે આત્મધ્યાની પરમાત્મદર્શનની ઇચ્છા વાળો થયો છતો આત્મધ્યાનમાં તૃપ્તિ માનીને તેમાંજ સુખી થયો છતો રાગ દ્વેષના વિચારોનું સેવન કરતો નથી. આત્મસ્વરૂપનું ધ્યાન કરનાર, કર્મથી બંધાતો નથી. આત્મધ્યાની મુનીંદ્રને ઇંદ્ર, ચંદ્ર, નાગેંદ્ર અને રાજાની શ્રેણિ, નમસ્કાર કરે તો પણ આત્મધ્યાની તેથી ખુશી થતો નથી, અને કોઇ તેનો તિરસ્કાર કરે છે તો પણ તેથી તે નાખુશ થતો નથી.

કોઈ કહે છે કે ચંદ્રમાં અમૃત રહ્યું છે, કોઈ નાગલોકમાં અમૃત રહ્યું છે એમ કહે છે, કોઈ દુધમાં અમૃત રહ્યું છે એમ માને છે, પણ આત્મજ્ઞાની પુરૂષ કહે છે કે તે સ્થાને અમૃત નથી–ખરૂં અમૃત કે જેની પ્રાપ્તિથી જન્મ જરા અને મરણના રોગ ટળે એવું અમૃતતો આત્મધ્યાનમાં રહ્યું છે, એમ નક્કી સમજજો. અનંતતીર્થંકર મહારાજાઓ આ પ્રમાણે કથે છે, અને તેઓએ શુક્લધ્યાન ધ્યાયીને અમૃત પ્રાપ્ત કર્યું છે, અને તેથી આપણે પણ પ્રભુના માર્ગે ચાલી ધ્યાન દ્વારા આત્મામાં રહેલું અમૃતત્વ પ્રાપ્ત કરવું જોઇએ.

હે પ્રિય સુખસાધકો! તમો એ પ્રમાણે આત્માને પરમાત્મા લેખી તેના ધ્યાનમાં નિમગ્ન થશો એટલે તમને અધ્યાત્મસુખની ખુમારી અનુભવાશે, કસ્તુરીની સમીપમાં જતાં તેની ગંધ પ્રાપ્ત થાય છે, લસણની સમીપમાં જતાં તેની ગંધ પ્રાપ્ત થાય છે, ચંપાની સમીપમાં જતાં તેની ગંધ પ્રાપ્ત થાય છે, તમે જે વસ્તુની સમીપમાં જશો. તે વસ્તુમાં જેવા ગુણ હશે તેવા તમને સંપ્રાપ્ત થશે. જો તમે રાગદ્વેષની સમીપમાં જશો તો તેનું ફળ પ્રાપ્ત કરશો. શુદ્ધ વિચારની સમીપમાં એટલે શુદ્ધ વિચારને સેવન કરશો તો તેનું ફળ સંપ્રાપ્ત કરશો. તમે અનંત ચૈતન્યશક્તિધારક આ-

ત્માની સન્મુખ જશો, અર્થાત્ તન્મયપણે આત્મધ્યાનમાં પ્રવર્તશો તો પરમાત્મસ્વરૂપ બની અનંતસુખના ભોક્તા બનશો, કારણ કે, તમારામાં પરમાત્મસ્વરૂપ બનવાની શક્તિ રહી છે, અને તમારામાંજ પરમાત્મસ્વરૂપ બનવાનો સ્વભાવ રહ્યો છે—અને તમનેજ પરમાત્મસ્વરૂપ બનવાનું નિશ્ચય-સમકિત પ્રાપ્ત થાય છે, અને તમેજ પરમાત્મપદનું આ-સન્નકારણીભૂત એવું યોગ્ય કર્મ સંપ્રાપ્ત કરી શકો છો અને તમેજ આત્મા પરમાત્મસ્વરૂપ બનેલાના યોગ ધર્મ ધ્યાન શુકલધ્યાન રૂપ ક્રિયા, પ્રયત્ન, ઉદ્યમ કરી શકો છો, માટે હવે સુજ્ઞો!! સવાલાખ ટકાની ક્ષણ જાય છે, એક ઘડી જેનું મૂલ્ય થાય નહીં, એવી એક ઘડી પણ મનુષ્યાવતારની દુર્લભ છે, માટે તે લેખે લગાડો!! ક્યાં બાહિરમા તમે સુખની ભ્રાન્તિથી ભમો છો? નક્કી જાણો કે સત્યસુખ જડ બાહ્યપદાર્થોમાં નથી. અનેક જીવો ભ્રાન્તિથી બાહ્ય વસ્તુમા સુખની આશાએ ભૂલ્યા, ભવમાં ઝૂલ્યા, અને માનુષ્યભવ હાર્યા, જેમ ઝાંઝવા-ના દેખાતા જળથી તૃષા ભાગતી નથી, ખારા જળથી જેમ તૃષા ભાગતી નથી તેમ બાહ્યવસ્તુઓ કે જે સ્ત્રી પુત્ર ધન ઘર હાટ હવેલાં ગાડીવાડી લાડી તાડી વિગેરે છે તેમાં સુખની આશાથી જીવ પ્રયત્ન કરે છે, પણ અંતે જ્યારે તે

વસ્તુઓથી સુખ થતું નથી, અને તે વસ્તુઓ પોતાની સાથે પરભવમાં આવતી નથી એમ જાણે છે ત્યારે પોતાની ભૂલ સમજે છે. પ્રિયસાધકો ! સાંસારિક પદાર્થોનો અનુભવ કરતાં હવે તમને ખરી ખાતરી થઈ હશે કે બાહ્ય વસ્તુઓમાં સુખ નથી. સુખ તો આત્મામાં છે. માટે હવે **તમે** સુખ, આત્મામાં શોધો. ધ્યાનદ્વારા આત્મામાં સુખ શોધતાં તમને સત્ય સુખ સંપ્રાપ્ત થશે. આ વચન ધ્રુવના તારાની પેઠે હૃદયમાં સ્થિર કરજો અને આત્માની સન્મુખ વળજો, પ્રિયભાઈ!! તમને આત્માના સ્વરૂપની વાટે વળતાં અને આત્મધ્યાનના રસ્તામાં ચાલતાં મિત્રોની મુલાકાત થશે. શું મિત્રોની; હા મિત્રોની મુલાકાત, ત્યારે તે મિત્રોનાં નામ શાં છે ! સાંભળો. ક્રોધ, માન, માયા, અને લોભ, એ ચારની ચોકડી કહેવાય છે, તે તમારી પાસે આવી તમને રસ્તામાંથી પાછા વાળશે. પણ તમે તેને ખરા મિત્રો ધારશો નહી હો !!! એ ચાર, ચંડાળ ચોકડી જેવા મિત્રો છે—એ ચારમિત્રોએ તમને આડા માર્ગે વાળી ચોરાશી લાખજીવાયોનિમાં અનંતિવાર પરિભ્રમણ કરાવ્યું છે. હજી એ ચંડાળચોકડી તમને છેતરી આડામાર્ગે લેઇ જશે. માટે વારંવાર કહેવામાં આવે છે કે એ ચાર કષાયરૂપ ચંડાળચોકડીના સામું પણ જોશો નહિ.

એમને તો દ્રેઢ ગાઉથી નમસ્કાર કરજો. તમને અનાદિકાકાળથી એ ચાર ચંડાળચોકડી સાથે મિત્રાચારી છે, તેથી તમે લલચાશો નહીં એ તમારા મિત્ર નથી પણ તે તમારા શત્રુ છે, માટે આ હિતવચન એક ક્ષણવાર પણ ભૂલશો નહીં. રાગદ્વેષ રૂપ એ મોહરાજાના યોદ્ધા આત્મમાર્ગપ્રતિ ગમન કરતાં વચમાં અટકાવવા આવશે પણ તમે આત્મસ્વરૂપમાંજ ઉપયોગ રાખશો. સ્થિર દૃષ્ટિથી તમારા આત્માના અસંખ્યપ્રદેશ તરફ દૃષ્ટિ લગાવીને ચાલ્યા કરશો, એટલે તે પોતાની મેળે પાછા વળશે. ભાઈ!! આત્માના અપૂર્વ માર્ગમાં તમે કદી પ્રવેશ કર્યો નથી, તેથી તમને પ્રથમતો ઉદાસી તથા અણગમો થાય એ સ્વાભાવિક છે. પણ તમો ધૈર્ય તથા સાહસ ધારણ કરી આગળ ચાલજો!! —રસ્તામાં જતાં શાંત પ્રદેશની વિવેક ટેકરી ઉપર બેઠેલો અનુભવ મિત્ર તમને દેખાશે. એ **અનુભવ મિત્ર** તમને ભેટી આત્માના સન્મુખ લેઇ જશે, એ અનુભવમિત્રનું સામર્થ્ય સર્વ કરતા અલૌકિક છે, અનુભવમિત્ર જેને મળ્યો તેનું તો કલ્યાણ થઇ ગયું. તેનું દારિદ્રય દૂર થઇ ગયું સમજવું. તે પરમાત્માસ્વરૂપ થઇ ગયો સમજવો, આત્મસ્વરૂપની સન્મુખ ગમન કરતા એવા મહા યોગીંદ્ર પુરૂષને અનુભવમિત્રની

પ્રાપ્તિ થાય છે, તે અનુભવમિત્રનું સામર્થ્ય શ્રી આનંદઘનજી મહારાજ વર્ણન કરતા છતા કહે છે કે:—

**स्तवन.**

वीरजिनेश्वर परमेश्वर जयो; जगजीवन जिनभूप;
अनुभवमित्ते चित्ते हितकरी, दाख्यो जास सरूप.
वीरजिनेश्वर० (१)

जेह अगोचर माणस वचनने, जेह अतीन्द्रियरूप;
अनुभवमित्ते विगते शक्तिशुं, भाख्यो तास स्वरूप.
वीरजिनेश्वर० (२)

नयनिक्षेपे जेह न जाणीए, नवि जिहां प्रसरे प्रमाण;
शुद्धस्वरूपे ब्रह्म ते दाखवे, केवल अनुभवभाण.
वीरजिनेश्वर० (३)

अलख अगोचर अनुपमअर्थनो, कुण कही जाणेरे भेद;
सहज विशुद्धशुं अनुभववयण जे, शास्त्र ते सघळांरे खेद.
वीरजिनेश्वर० (४)

दीसो देखाडी शास्त्र सर्व रहे, न लहे अगोचर वात;
कारज साधक बाधक रहितए, अनुभवमित्तविख्यात.
वीरजिनेश्वर० (५)

अहोचतुराइ अनुभवमित्तनी, अहो तस मित्तप्रतीत;

अंतरजामी स्वामी समीप ते, राखी मित्रशुं रीत.
वीरजिनेश्वर० (६)

अनुभवसंगे रंगे प्रभु मोल्या, सफल फल्यां सवी काज;
निजपद संपद जे ते अनुभवे, आनंदघन महाराज.
वीरजिनेश्वर० (७)

**ભાવાર્થ**—પ્રથમ સાલંબન ધ્યાને શ્રી વીરપ્રભુને ઉદ્દેશીને પ્રથમ પક્ષે સ્તવના કરે છે. રાગ દ્વેષરહિત તમે હે પ્રભુ!! જગજીવન છો. તમારૂ સ્વરૂપ હે પ્રભુ મને અનુભવ મિત્રે હિત આણી કહ્યું છે, તે સ્વરૂપ જુદાજ પ્રકારનું છે, બીજા પક્ષમાં રાગદ્વેષને જીતનાર હે વીર મહાયોધ હે આત્મા!! તું મોટામાં મોટો ઇશ્વર છે; જ્ઞાનદર્શનચારિત્રરૂપ લક્ષ્મી તારામાં છે. માટે તું પરમેશ્વર છે. રાગદ્વેષને જીતવા તું મહાવીર છે. એવું તારૂ અલખસ્વરૂપ મને અનુભવમિત્રે! હિતથી કહ્યું તે બતાવું છું.

શ્રી વીરપ્રભુ પરમેશ્વર જયવંતા વર્તો! હે પ્રભુ! તમે જગતના જીવન છો.

જે માણસના વચનને અગોચર એટલે વચનથી પણ જેનું સ્વરૂપ વર્ણન પૂર્ણપણે કથી શકાતું નથી, એવું જેનું સ્વરૂપ છે, અને જે સ્પર્શેન્દ્રિયથી સ્પર્શી શકાય નહીં, રસ-

નેંદ્રિયથી જેનો આનંદરસ ગ્રહણ કરી શકાય નહીં, કારણકે રસનેંદ્રિય, રૂપીપદાર્થમાં રહેલા પાંચ પ્રકારના રસને જાણી શકે છે, અને આત્માતો અરૂપી છે. માટે તે આત્મામા રહેલા અનંત આનંદરૂપ રસને જીભ ગ્રહણ કરી શકતી નથી. ઘ્રાણેંદ્રિયથી જેનું સ્વરૂપ ગ્રહણ કરી શકાતું નથી. ચક્ષુઇંદ્રિયથી જેનું સ્વરૂપ દેખી શકાતું નથી. ચક્ષુથકી તો રૂપીપદાર્થ અને તેમાં રહેલા, નીલ, પીત, શ્વેત, કૃષ્ણ, રક્ત દેખી શકાય છે અને આત્માતો રૂપી નથી. રૂપરહિત છે. કાલો, નીલો, પીત, શ્વેત, રાતો નથી. પુદ્ગલના સ્વરૂપથી ન્યારો છે. તે આંખથી દેખી શકાય નહીં. વળી કાનથી પણ જે સાંભળી શકાય નહીં. કારણકે શ્રોતેંદ્રિયનો વિષય શબ્દ ગ્રહણ કરવાનો છે. શબ્દ છે તે પુદ્ગલ પરમાણુઓનો બનેલો સ્કંધરૂપ પર્યાય છે. તે શબ્દ ત્રણ પ્રકારનો છે, સચિત્તશબ્દ, અચિતશબ્દ, સચિત્ત અચિત્તમિશ્રશબ્દ, એ શબ્દના બીજા પણ ભેદો થાય છે. તે રૂપી શબ્દને શ્રવણેંદ્રિય ગ્રહણ કરે છે, અને આત્મા તો પુદ્ગલદ્રવ્યથી ન્યારો છે, તેથી કાનથી પણ આત્મા ગ્રાહ્ય થઇ શકે નહીં. અને ઇંદ્રિયથી પણ જે ગ્રાહ્ય થાય નહીં એવા અતીંદ્રિયઆત્માને કોણ દેખાડી શકે ? ? કોની મદદથી તે દેખાય ? ત્યારે આનંદઘનજી મહારાજ કહે છે કે

**અનુભવમિત્તે વિગતે શક્તિશ્યું ભાંખ્યો તાસસ્વરૂપ,**
મતિજ્ઞાન, અને સમ્યક્શ્રુતજ્ઞાન તે થકી અખંડ ઉપયોગપણે કરેલું જે આત્મધ્યાન તે થકી થયેલો જે આત્માનો નિશ્ચય નિર્ધાર–પ્રતીત તેને અનુભવજ્ઞાન કહે છે. તે અનુભવજ્ઞાન-રૂપ મિત્ર પરમાત્માની વાટે વળતાં વચ્ચે પૂર્વોક્ત મતિજ્ઞાન શ્રુતજ્ઞાનના ઉપયોગથી ધ્યાન કરતાં રસ્તામાં મળ્યો. તેણે વિગતે કરી એટલે હેતુ લક્ષણ પ્રમાણ ગુણપર્યાયથી જેવું જેવું આત્મસ્વરૂપ હતું તેવું ભાખ્યું અને તેથી હું પોતેજ પરમાત્મા છું, મારી અંદર અનંતજ્ઞાન, અનંતદર્શન, અ-નંતદર્શન, અનંતચારિત્ર અનંતવીર્ય ગુણ, આદિઅનંત ગુણભર્યા છે. એવો મને તે અનુભવમિત્રે નિશ્ચય કરાવ્યો. તે નિશ્ચય સામાન્ય નહીં પણ ચોલમજીઠના રંગ જેવો કરાવ્યો, સાક્ષાત્ પરમાત્મારૂપ મારા આત્માને મેં જાણ્યો, ઓળખ્યો, અહો કેટલો આનંદ, મારાં સર્વ કાર્ય ફળ્યાં, અહો અનુભવ મિત્ર!! તેં તો અપૂર્વ મિત્રતાનો હક્ક બજાવ્યો. તે સર્વથી અલૌકિક છે, કેમકે જેના ધર્મમાં નયનો પણ પ્રવેશ નથી, એટલે નૈગમ, સંગ્રહ, વ્યવહાર, ઋજુસૂત્ર, શબ્દ, સમભિરૂઢ અને એવંભૂત એ સાતનયથી દરેક વસ્તુનું યથાર્થ પક્ષપાત રહિત સ્વરૂપ સમજી શકાય છે. તેમ એ

સાતનયથી આત્માનું અનેકાંતપણે સ્વરૂપ સમજવામાં આવે છે પણ અનુભવજ્ઞાનમાં નય પ્રસરી શકતા નથી, તેમ નિ-ક્ષેપા ચાર છે. નામ, સ્થાપના, દ્રવ્ય અને ભાવ એ ચાર નિક્ષેપા પણ દરેક વસ્તુના જ્ઞાનમાં ઉપયોગી છે, પણ તેમાં પ્રસરતા નથી, એટલે પ્રમાણથી તેના સ્વરૂપનો નિર્ધાર થાય છે, પણ તે આત્મધર્મમાં પ્રમાણ પણ પ્રવેશ કરી શકતું નથી, એટલે પ્રમાણ તે આત્મજ્ઞાન થવામાં પ્રથમ ઉપયોગી છે, પણ અનુભવજ્ઞાનમાં પ્રમાણ પ્રસરતું નથી. પ્રમાણના ભેદ બે છે, એક પ્રત્યક્ષ પ્રમાણ અને બીજું પરોક્ષ પ્રમાણ. આત્મા, પોતે નિરાવરણ શુદ્ધ ક્ષાયિકભાવે થયેલો જે ઉપયોગ, તેથકી સર્વ દ્રવ્યને જાણે છે તે પ્રત્યક્ષ પ્રમાણ જાણવું. જેમ કેવલજ્ઞાની, ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય, આકાશાસ્તિકાય, પુદ્ગલાસ્તિકાય, જીવ અને કાળ એ ૭ દ્રવ્યને પ્રત્યક્ષ-પણે જાણે છે, તથા દેખે છે, તથા અવધિજ્ઞાની પુદ્ગલદ્રવ્યને પ્રત્યક્ષ જાણે છે, તથા દર્શનથી દેખે છે, અને મનઃપર્યવજ્ઞાની અન્યજીવોની મનોવર્ગણાને પ્રત્યક્ષ જાણે છે, માટે અવધિ-જ્ઞાન અને મનઃપર્યવજ્ઞાન એ બે જ્ઞાન દેશપ્રત્યક્ષ છે, માટે પ્રમાણમાં પણ તે દેશ પ્રત્યક્ષ પ્રમાણ સમજવાં, અને કેવલ-જ્ઞાન સર્વપ્રત્યક્ષ પ્રમાણ સમજવું.

પરોક્ષ પ્રમાણના ત્રણ ભેદ છે. અનુમાન પ્રમાણ, આગમ પ્રમાણ, અને ઉપમાન પ્રમાણ.

ઇંદ્રિય દ્વારા કોઇ પણ ચિન્હ, નિશાન દેખીને જે જ્ઞાન થાય તે અનુમાન જાણવું. જેમ ધૂમાડો દેખીને અનુમાન થાય કે અમુક ઘરમાં અગ્નિ છે, તથા પોતે નદીના કાંઠે વસે છે. પોતાના દેશમાં વર્ષા થઇ નથી, અને એવામા ધમધોકાર નદીમાં પાણીનું પૂર આવ્યું દેખીને અનુમાન થાય કે અમુક દેશમાં મેઘવૃષ્ટિ થઇ છે. જો તે દેશમાં મેઘવૃષ્ટિ થઇ ના હોય તો નદીમાં પાણીનું પૂર આવે નહીં. પ્રત્યક્ષ આંખથી પાણીનું પૂર દેખાય છે. માટે અવશ્ય તે દેશમાં વૃષ્ટિ થઇ છે એવું જે જ્ઞાન થાય છે, તે અનુમાન પ્રમાણથી સમજવું. તેમ દરેક શરીરમાં આત્માઓ રહેલા છે, તે અનુમાનથી જણાય છે. જેમ ઇંદ્રિયોથી સુખ દુઃખની ચેષ્ટા કરનાર આત્મા શરીરમાં છે. જ્યાં સુધી આત્મા શરીરમાં છે ત્યાં સુધી ઇંદ્રિયોદ્વારા સુખ દુ.ખની ચેષ્ટા થાય છે. મૃતક શરીરમાં ઇંદ્રિયો વા શરીર દ્વારા સુખ દુઃખની ચેષ્ટા થતી નથી. વા મૃતક શરીરમાં પ્રત્યેક ઇંદ્રિયો પોતપોતાના કામથી રહિત થાય છે, તેથી તેમાં આત્મા નથી. જે શરીરમાં આત્મા છે, ત્યાં ઇંદ્રિયો દ્વારા તથા શરીરદ્વારા

સુખ દુઃખની ચેષ્ટા થાય છે. માટે ઇંદ્રિયો તથા શરીરની સુખ દુઃખાદિ ચેષ્ટાથી શરીરમાં આત્માને સિદ્ધ કર્યો, માટે તે અનુમાન પ્રમાણ સમજવું. તથા દેવલોક, નરક, નિગોદ વગેરેના વિચારોને સૂત્ર સિદ્ધાંતથી જાણીએ છીએ. તે આગમ પ્રમાણ જાણવું. તેમ કોઇ વસ્તુની ઉપમા આપીને વસ્તુને ઓળખાવવી તે ઉપમાન પ્રમાણ જાણવું.

એ પૂર્વોકત પ્રત્યક્ષ પ્રમાણ, અનુમાન પ્રમાણ, આગમ પ્રમાણ, ઉપમા પ્રમાણ, એ ચાર પ્રમાણથી આત્માને જાણે એટલે મતિ જ્ઞાની, અને શ્રુત જ્ઞાની એવો ભવ્ય આત્માર્થી જીવ, પોતે આત્માને જાણવાની ઇચ્છાવાળો થયો છતો વિચારે કે હું શી રીતે આત્માને જાણું? તથા તેનો નિર્ધાર કરૂં? પ્રથમ એમ વિચાર તો વિચારે કે શરીરમાં રહેલા અરૂપી આત્માને કોઇએ પ્રત્યક્ષપણે દેખ્યો છે? તો કહે હા, કેવળી ભગવંતે પ્રત્યક્ષપણે આત્માને જાણ્યો છે તથા દેખ્યો છે. હાલ મને કેવલજ્ઞાન નથી. તો પણ કેવળીએ આત્માને પ્રત્યક્ષ જાણ્યો, દીઠો માટે આત્માની સિદ્ધિમાં પ્રત્યક્ષપ્રમાણ મને પરોક્ષપણે જાણવા તથા શ્રદ્ધા કરવામાટે કારણીભૂત થયું. તેમ મને અનુમાન પ્રમાણ પણ પરોક્ષપણે આત્માની અસ્તિતા સ્વીકારવામાં

તથા જાણવામાં કારણીભૂત થયું, તેમ સૂત્ર સિદ્ધાંતમાં પણ આત્માનું વર્ણન કર્યું છે, આત્મા અરૂપી છે, જ્ઞાની છે, અનંત ગુણ ધારક છે. એમ પરોક્ષપણે આત્માની અસ્તિતાની સિદ્ધિ કરાવી આપનાર. તથા તેનું જ્ઞાન કરાવનાર મને આગમપ્રમાણ કારણીભૂત થયું. તેમ વળી જેમ આકાશ નિરાકાર છે, તેમ આત્મા પણ નિરાકાર છે. જેમ આકાશ નિર્લેપી છે, તેમ આત્મા પણ નિર્લેપી વસ્તુતઃ તેની સત્તાથી જોતાં છે, એમ ઉપમાન પ્રમાણથી પણ પરોક્ષપણે આત્માનું જાણપણું થયું, તેમ શ્રદ્ધા પણ થઇ, એમ સાધક અવસ્થામાં વર્તતા જીવને મતિજ્ઞાન અને શ્રુત જ્ઞાનાલંબીપણે પૂર્વે કહ્યાં એવાં પ્રમાણો પણ પરોક્ષપણે આત્માને જણાવે છે, તથા તેની શ્રદ્ધા કરાવે છે. પ્રત્યક્ષ પ્રમાણ તો હાલના વખતમાં નથી. કેવળજ્ઞાન તથા કેવળદર્શન પ્રત્યક્ષ પ્રમાણ જાણવાં. અવધિજ્ઞાન અને મનઃપર્યવજ્ઞાન દેશ પ્રત્યક્ષ છે. હાલ તો અનુમાન, આગમ, ઉપમાન, એ ત્રણ પ્રમાણ આ ક્ષેત્રમાં વર્તતા જીવોને પ્રવર્તે છે. આત્માનું સ્વરૂપ સાક્ષાત્ જાણવામાં કેવળજ્ઞાન રૂપ પ્રત્યક્ષ પ્રમાણ તો નથી. બાકીનાં ત્રણ પ્રમાણ મતિજ્ઞાન અને શ્રુતજ્ઞાનાલંબીપણે વર્તે છે. અને મતિ અને શ્રુતજ્ઞાન તો પરોક્ષ પ્રમાણ છે.

માટે તેનાથી આત્માનું સ્વરૂપ સાક્ષાત્ અનુભવાતું નથી, પણ મતિજ્ઞાન અને શ્રુતજ્ઞાનથી જન્ય અને કેવળ જ્ઞાનનું હેતુ એવું અનુભવ જ્ઞાન છે, તેથી શુદ્ધ આત્મસ્વરૂપ ભાસે છે, એવું અનુભવજ્ઞાન જાણવું. નૈયાયિકોએ ઇન્દ્રિયજન્ય જ્ઞાનને પ્રત્યક્ષ જ્ઞાન કહ્યું છે. પણ તે તો પરોક્ષ જ્ઞાન છે. ઇંદ્રિય જન્ય જ્ઞાનનો મતિ જ્ઞાનમા તથા શ્રુત જ્ઞાનમાં સમાવેશ થાય છે. મતિ અને શ્રુતથી આત્માનું સ્વરૂપ કંઇક જાણી શકાય છે પણ તે પરોક્ષપણે છે. આત્માર્થી જીવને સાધક અવસ્થામાં પણ પ્રત્યક્ષપણે જ જેમ તેમ આત્મજ્ઞાન કરાવનાર તથા નિશ્ચય કરાવનાર કેવળીજ્ઞાનના સરખું અનુભવજ્ઞાન છે. એવો અનુભવ જ્ઞાનનો મહા અદ્ભૂત પ્રભાવ છે, તે અનુભવ જ્ઞાન જાણે કેવળ જ્ઞાનરૂપી સૂર્ય, હૃદયમાં ઉગ્યો હોય એવું શોભી રહ્યું છે.

નય તથા નિક્ષેપા પણ આત્માનું પરોક્ષપણે જ્ઞાન તથા શ્રદ્ધા કરાવી આપનાર છે, માટે તે પ્રત્યક્ષપણે જ જેમ તેમ ભાસન તથા નિર્ધાર કરાવી આપનાર નય, નિક્ષેપા, તથા પ્રમાણ નથી. માટે આનંદઘનજી મહારાજ કહે છે કે નય, નિક્ષેપા અને પ્રમાણ પણ સાધકજીવને આત્મજ્ઞાનમાં તથા તેની શ્રદ્ધામાં પરોક્ષપણે પ્રસરે છે. એટલે

પ્રકાશ કરે છે, વિકાસ કરે છે, કારણીભૂત થાય છે, પણ પ્રત્યક્ષપણે જાણવામાં પૂર્વોક્ત એ ત્રણનો પ્રસાર નથી, એટલે કારણીભૂત નથી. આત્મસ્વરૂપનું પ્રત્યક્ષ જાણપણું એ ત્રણથી થતું નથી. પણ પ્રત્યક્ષપણે એવા શુદ્ધ સચ્ચિદાનંદમય આત્મ સ્વરૂપને અનુભવ જ્ઞાન જણાવે છે, દેખાડે છે. અહો તેનો અપૂર્વ મહિમા શી રીતે વર્ણન કરી શકાય!! ખરેખર અનુભવજ્ઞાન તે કેવળ જ્ઞાનનો નાનો ભાઈ છે.

વળી તે અનુભવ જ્ઞાનનો મહિમા દર્શાવતા છતા કહે છે કે અલખ એટલે જેનું સ્વરૂપ લક્ષ્યમાં આવે નહીં એવું અને ઇંદ્રિયોથી અગોચર એવું જે આત્મસ્વરૂપ તેના સત્ય રહસ્યનો ભેદ કોણ કહી-જાણી શકે. અર્થાત્ અનુભવ જ્ઞાનવિના આત્મસ્વરૂપનું યથાર્થ રહસ્ય જાણવા તથા કહેવા કોઇ સમર્થ નથી. સમ્યગ્ અનુભવ જ્ઞાન વિના ઉપરથી આત્મસ્વરૂપ જાણવું તથા તેનું કથન કરવું કંઈ હિસાબમાં નથી. સહજસ્વભાવે વિશેષશુદ્ધ જે અનુભવજ્ઞાન આત્માનું પ્રગટ્યું, અને એવા શુદ્ધ અનુભવજ્ઞાનથી અનુભવજ્ઞાની, સહજ વિશુદ્ધ આત્મસ્વરૂપને યથાર્થ જાણી તથા કહી શકે છે. માટે તે યથાર્થ શુદ્ધ અનુભવજ્ઞાન પ્રગટવાને વાસ્તે સૂત્ર શાસ્ત્રોનું ભણવું ગણવું છે, તે થકી એટલે શાસ્ત્રોથકી શુદ્ધ

અનુભવજ્ઞાન જો ન પ્રગટ થયું તો સઘળાં શાસ્ત્ર ખેદ તુલ્ય સમજવાં. કારણ કે સઘળાં શાસ્ત્રો આત્માનો અનુભવ થવામાં કારણ છે, અને શુદ્ધઅનુભવજ્ઞાન કાર્ય છે, કારણ રૂપ શાસ્ત્રો વાંચ્યાં પણ આત્માનું શુદ્ધ અનુભવજ્ઞાન રૂપ કાર્ય પ્રગટયું નહીં તો તે ખેદરૂપ જાણવાં. જેમ ગાયને ઘાસ ખવરાવવામાં આવે છે, તે દૂધની આશાએ પણ ઘાસથી દૂધ રૂપ કાર્ય સફળ ન થયું તો ઘાસ ખવરાવવું તે ખેદને પ્રગટાવે છે, તેમ અત્ર સમજવું. માટે અનુભવજ્ઞાન છે, તે ઘૃત સમાન છે. જેને શુદ્ધ અનુભવજ્ઞાન પ્રગટયું છે, તે સિદ્ધાત્માની પેઠે પ્રત્યક્ષ સુખ ભોગવે છે—

વળી અનુભવજ્ઞાનની સ્તુતિ કરતા કહે છે કે–

**'દિસિ દેખાડી શાસ્ત્ર સવિ રહે'** સર્વ શાસ્ત્ર, આત્મરૂપના રસ્તો દેખાડે છે. ભવ્ય પ્રાણીઓ જો તમારે આત્માનો ખપ હોય તો અમુક રસ્તે જાઓ એમ દિગ્દર્શન કરાવી આઘાં રહે છે, પણ તે અગોચર વાતને પામી શકતાં નથી. એટલે સર્વ શાસ્ત્ર પ્રત્યક્ષપણે આત્મસ્વરૂપ જણાવવા તથા દેખાડવા સમર્થ નથી, પણ કાર્યનો એટલે ક્ષાયિકભાવે અનંતજ્ઞાન, અનંત દર્શન, અનંત ચારિત્ર, અનંત વીર્યનો ઉત્પાદક અને કોઇ પણ પ્રકારની બાધા રહિત અનુભવજ્ઞાન

રૂપમિત્ર જે તે પ્રત્યક્ષપણે જ જેમ તેમ આત્મસ્વરૂપ જણાવવા તથા દેખાડવા સમર્થ છે, અને જગત્માં પ્રસિદ્ધ એવો અનુભવજ્ઞાન રુપમિત્ર છે. અહો તેની કેવી દક્ષતા ? અહો અનુભવજ્ઞાન રૂપમિત્રની કેવી ચતુરાઇ ? કેવું ડહાપણ ? અને તેની કેવી પ્રતીતિ ? અંતરજામી જે શરીરમાં રહેલો અસંખ્યપ્રદેશી આત્મા તેની સમીપમાં એટલે ક્ષાયિકભાવે તેની પ્રાપ્તિમાં મિત્રતાની ખરી રીત સાચવી. એવા અનંત મહિમાને ધારક અનુભવજ્ઞાનરૂપ મિત્રની સંગે ક્ષણે ક્ષણે રહેતાં તેને ક્ષણ માત્ર પણ સદાકાળ અળગો ન મૂકતાં, અને તેમા એટલે અનુભવ જ્ઞાનમાં રંગાતાં એકમેક થઇ જતાં, અર્થાત્ તન્મય સ્વરૂપપણે સદાકાળ રહેતાં, આવિર્ભાવે આત્મારૂપ પ્રભુ મળ્યા. અસંખ્યપ્રદેશથી એકમેક થઇ અભેદપણે પરમાત્માને ભેટયા. દર્શન કર્યા, ત્યારે સર્વ આત્મગુણોની આવિર્ભાવતારુપ કાર્ય સફલપણે થયું.

એવી દશામાં પોતાનું જે પરમાત્મપદ તેની અનંતસંપદા તેનો અનુભવ કરે. અને આનંદનો સમૂહ તેનો સ્વામી પોતે બની રહે. એમ આનંદઘનજી મહારાજ પોતે કહે છે કે અનુભવ જ્ઞાનયોગે ક્ષાયિક ભાવે ભવ્યજીવ આત્મગુણ સંપદા પામી પરમાત્મા સ્વરૂપ બની અનંત આ-

નંદનો ભોકતા થાય છે. તથા વળી ક્ષાયિક ભાવે સર્વ આત્મગુણ સંપદા પ્રગટ થવાની પૂર્વે પણ અનુભવજ્ઞાન યોગે ઘટમાં નિજગુણ ભોકતા આત્મા થઇ ક્ષણે ક્ષણે અનંત સુખનો અનુભવ કરે છે. ઇતિ વિશેષપરમાર્થસ્તુ જ્ઞાનિગમ્યં એવું અનુભવ મિત્રનું માહાત્મ્ય છે. જેનું શ્રવણ કરતાં પણ અનેક પ્રકારની ઉપાધિયો અને દુઃખો નાશ પામે છે, અને આત્મા શાંતિ ભોગવે છે. શ્રી આનંદઘનજી યોગીંદ્ર કરેલું અનુભવ મિત્રનું વર્ણન સાંભળી હે પ્રિયસાધક તું આત્મસ્વરૂપના માર્ગે ચાલી દુઃખ વેઠીને સત્પુરૂષોની સંગત કરીને પણ અનુભવ મિત્રને ઓળખજે, અને તેને પ્રેમથી ભેટજે, અને તેને આગળ કરી આત્મસ્વરૂપના માર્ગે પોતાના નિર્ભય દેશમાં ચાલજે. ચાલતાં ચાલતાં નીચે લખેલી હિતશિક્ષાનું સ્મરણ કરજે.

**स्वस्थ चित्ते चालवुं त्यां, मोह घाटी भेदथी;**
**घाट अघघट उतरीने, आत्मसत्ता वेदथी. जीवडा. १**
**चित्तनिज उपयोगमांही, रात्री दिवस चालजे;**
**पामी प्रेमे देश तारो, निजस्वरूपे म्हालजे जीवडा. २**

સ્વસ્થચિત્તથી એટલે જેટલી પરવસ્તુ છે તેનાથી ચિત્ત ખેંચીને એક આત્માના શુદ્ધસ્વરૂપમાં જ ચિત્ત સ્થાપીને

અપ્રમાદદશાએ ઉપયોગ રાખી સ્વસ્વરૂપ પ્રતિ ક્ષણે ક્ષણે સાધકદશાએ જવાનું છે. અને હે ભવ્યાત્મા ! ચાલતા મોહ રાજાના લશ્કરની અવઘટઘાટી ભેદીને જવાનું છે. માટે પોતાના સ્વરૂપમાં લક્ષ્ય રાખી મન વચન અને કાયાના યોગનો વેપાર રૂંધી નિર્વિકલ્પદશાને ગ્રહી ચાલજે, એટલે મોહઘાટી ભેદાઇ જશે, હવે એવો મોહનો અવઘટ ઘાટ ઉતરીને એટલે તેનો પારપામીને શુદ્ધ આત્મસત્તા પોતાની જેવી છે તેવી તારે વેદવી, એમ વળી શિક્ષા આપતાં કહે છે કે પોતાના આત્માના ઉપગોગમા તું ચિત્ત રાખજે, કારણ કે ચિત્ત મર્કટ સમાન છે. ઘડીમાં પાતાળમાં તો ઘડીમાં આકાશમા એવી તેની ચંચળ સ્થિતિ છે, અગ્નિ કરતાં વાયુની તીવ્ર ગતિ છે અને વાયુ કરતાં વિજળીની અતિવેગવાળી ગતિ છે, અને વીજળી કરતાં પણ મનની ઘણીજ વેગવાળી ગતિ છે. ત્યારે એવા મનને શી રીતે વશ કરવું ? શી રીતે યુક્તિ કરવાથી પોતાના વશમાં રહે તો તેનો ઉપાય કહે છે કે તીવ્રવૈરાગ્ય તથા અભ્યાસથી મન વશ થાય છે. ત્યારે હવે પ્રશ્ન થાય છે કે તીવ્રવૈરાગ્યની શીરીતે પ્રાપ્તિ થાય ? ઉત્તરમા સમજવાનું કે સદ્ગુરૂ સંગતિ અને સતશાસ્ત્રોનું પુનઃ પુનઃ વાચન કરવાથી વૈરાગ્ય પ્રગટે છે, અને સંસા-

રના અસાર પદાર્થોનો અનુભવ થતાં વૈરાગ્ય પ્રગટે છે. વળી વૈરાગ્યના ત્રણ પ્રકાર છે. દુઃખગર્ભિત વૈરાગ્ય, મોહગર્ભિત વૈરાગ્ય અને જ્ઞાનગર્ભિત વૈરાગ્ય. પ્રથમ દુઃખગર્ભિત વૈરાગ્યનું સ્વરૂપ કહે છે. સંસારમાં જીવોને અનેક પ્રકારનાં દુઃખ ભોગવવાં પડે છે, તથા પોતાને એટલે જે મનન કરે છે તેને પણ લાગે છે કે મને જે જે દુઃખો પડે છે, તે પૂર્વકર્મના ઉદયથી છે માટે ધર્મ છે તેજ સાર છે, ધર્મ કરવાથી દુઃખ નાશ પામે છે, એવો જે દુઃખથી ઉત્પન્ન થયેલો સામાન્ય વૈરાગ્ય તેને દુઃખગર્ભિત વૈરાગ્ય કહે છે. તેમ વળી સંસારના અનેક પ્રકારના મોહના પદાર્થોનો સંયોગ પણ દુઃખનું કારણ છે એમ અનુભવ કરતાં માલુમ પડે છે. આ સંસાર અસાર છે, સંસારમાં મારૂં કોઇ નથી, એવો જે વૈરાગ્ય છે તેમાં મોહની લ્યાતી છે, સમ્યગ્ જ્ઞાન તેમાં નથી, તથા તે મોહગર્ભિત વૈરાગ્ય જાણવો. તેમ ષડ્દ્રવ્યના ગુણપર્યાયનું સ્વરૂપ ગુરૂગમદ્વારાસમજી પોતાનું જે આત્મદ્રવ્ય, અનાદિ અનંત છે. એટલે આત્માની આદિનથી એટલે આત્મા કોઇ વખત ઉત્પન્ન થયો નથી. કોઇએ આત્માને ઉત્પન્ન કર્યો નથી. કોઇએ આત્માને ઉત્પન્ન કર્યો એમ કહીયે તો આત્મા છે તે ઘટપટની પેઠે કાર્યરૂપ થાય છે, અને જે જે

કાર્યરૂપ વસ્તુ છે, તે ઘટપટની પેઠે અનિત્ય વસ્તુ સદાકાળ એક સ્વરૂપ હોય નહીં. આત્માને કાર્યરૂપ માનતાં અનિત્ય થાય, નાશવંત થાય અને ત્રિકાલમાં એકસ્વરૂપ રહે નહીં માટે આત્મા અનાદિ કાળથી છે એમ સ્વીકારતાં કોઈ જાતનો દોષ આવતો નથી. આત્મા અનંત છે. એટલે આત્માનો કદિ અંત નથી, નાશ નથી. માટે આત્મા અનાદિ અનંત કહેવાય છે. આત્મા પોતાના અસંખ્યપ્રદેશેકરી ત્રણે કાળમાં એક સ્વરૂપ છે. અનંતકાળ ગયો તો પણ આત્માના અસંખ્યપ્રદેશમાંથી એક પ્રદેશ પણ ખર્યો નથી, વર્તમાન કાળે ખરતો નથી, અને ભવિષ્યકાળે એક પ્રદેશ પણ ખરશે નહીં. તેમ આત્માના અનંત ગુણો છે, તેમાંથી એક ગુણ ભૂતકાળે ખર્યો નથી અને ભવિષ્યકાળે એક ગુણ પણ આત્માનો ખરશે નહીં. માટે આત્મા અક્ષર કહેવાય છે. વળી આત્મામાં કોઈ પણ જાતનો રૂપી અક્ષર નથી માટે અનક્ષર કહેવાય છે. અક્ષરરૂપ જે જ્ઞાન તેથી આત્માની ઓળખાણ થાય છે પણ તે રૂપી અક્ષરો અરૂપી એવા આત્મસ્વરૂપમાં પ્રવેશ કરી શકતા નથી. માટે કહ્યું છે કે—

पद.

शाब्दिक तार्किकपंडित छाके, ते पण त्यां जइ थाके;
शब्दतीर पण त्यां नहीं पहोंचे, शब्दवेधीनां ताके.
भयाअनुभव रंग मजीठारे, उसकी बात न वचनेथाती ॥

વળી આત્મા, આકાશની પેઠે અસંગી છે. વ્યવહારે જોતાં આત્મા ક્ષીરનીરની પેઠે પુદ્ગલની સાથે પરિણમી રહ્યો છે, તો પણ નિશ્ચયનયથી જોતાં પોતાના સ્વરૂપે સત્તાથી અસંગી છે. અને સિદ્ધના જીવો તો સદાકાળ પોતાના સ્વરૂપે શક્તિ તથા વ્યક્તિભાવે અસંગી છે, પોતાને સ્વરૂપે આત્મા શુદ્ધ છે. વળી આત્મા અનંત રત્નત્રયીનો ભોક્તા છે માટે ભોગીપણુ સ્વગુણથી જાણવો. ત્રણે કાલમાં આત્માનો વિનાશ નથી માટે તેને અવિનાશી કહે છે. કદાપિ કાળે આત્મા ઉત્પન્ન થયો નથી માટે આત્માને અજ કહે છે. ત્રણે કાલમાં પોતાના સ્વરૂપેકરી એક રૂપ છે માટે આત્માને દ્રવ્યાર્થિક નયની અપેક્ષાએ નિત્ય કહે છે. વળી આત્માનો કદાપિ કાળે ક્ષય થતો નથી માટે તે અક્ષય જાણવો. આત્મા પોતાના સ્વરૂપથી કદાપિ કાળે ચલાયમાન થતો નથી, માટે અચલ જાણવો. આત્માનું સ્વરૂપ કળી શકાતું નથી માટે તેને અકલ કહે છે. આત્મા

પોતાના શુદ્ધસ્વરૂપે નિશ્ચય નયથી જોતાં મલ રહિત છે. માટે તેને અમલ કહે છે. વળી આત્મા અગમ્ય છે. વળી આત્માનું નામ નથી માટે તેને અનામી કહે છે. વળી આત્મા વર્ણગંધાદિકથી રહિત છે માટે અરૂપી છે, અને પોતાના અસંખ્યપ્રદેશ આદિ સ્વરૂપે રૂપી છે. વળી નિશ્ચય નયથી જોતાં આત્મા કર્મથી રહિત અકર્મા છે, અબંધક છે, અનુદયિક છે. વળી આત્મા પોતે મન વચન અને કાયાના યોગથી ભિન્ન છે. માટે તે અયોગી જાણવો, વળી શુભાશુભ વર્ણગંધરસ અને સ્પર્શમય જે પુદ્દગળો છે, તેના ભોગને વસ્તુતઃ નિશ્ચય નયથી જોતાં આત્મા ભોગવતો નથી, માટે તે અભોગી જાણવો. આત્માના ગુણોનો ભેદ થતો નથી એટલે આત્માથી આત્માના ગુણો ભિન્ન કદાપિ કાળે પડતા નથી, માટે આત્માને અભેદી કહે છે. પુરૂષ વેદ એટલે સ્ત્રી ભોગવવાની ઇચ્છા જેનાથી થાય તે. સ્ત્રી વેદ એટલે પુરૂષ ભોગવવાની ઇચ્છા જેનાથી થાય તે. નપુંસક વેદ એટલે સ્ત્રીપુરૂષ ઉભય ભોગવવાની ઇચ્છા જેનાથી થાય તે. એ ત્રણ પ્રકારના વેદથી પણ રહિત, નિશ્ચયનયથી જોતાં આત્મા છે. માટે આત્મા અવેદી જાણવો. વળી સત્તાથી જોતાં અરોગી, અછેદી, અખેદી, અકષાઇ, અસખાઇ, અલેસી; અશરીરી, અણાહારી,

અવ્યાબાધ, અનવગાહી, અગુરૂલઘુપરિણામી, અતીંદ્રિય, અ-પ્રાણી, અયોનિ, અસંસારી, અમર; અવ્યાપી, અનાશ્રિત, અકંપ, અવિરૂદ્ધ, અનાસ્રવ, ચિદ્દઘન, આનંદઘન, અશોક, લોકાલોકજ્ઞાયક, સતસ્વરૂપ, એવો આત્મા જાણવો. પણ પણ સંસાર અવસ્થામાં કર્મના યોગે સર્વ ઋદ્ધિ તિરોભાવે રહી છે. તેથી આવિર્ભાવે પોતાની શકિતનો ઉપયોગ કરી શકતો નથી. વળી જેમ તલમાં તેલ વ્યાપીને રહ્યું છે. ફુલમાં સુગંધ જેમ વ્યાપીને રહી છે. શેલડીમાં જેમ રસ વ્યાપીને રહ્યો છે. તેમ આત્મા આ દેખાતી કાયામાં અ-સંખ્યપ્રદેશરૂપવ્યકિતથી વ્યાપી રહ્યો છે. વળી તે આ-ત્માને ચાર પ્રમાણથી તથા દ્રવ્ય ક્ષેત્ર કાળભાવથી જાણે એવી રીતે ષટ્ દ્રવ્યમાંથી પોતાના આત્માને ઉપાદેય જાણે, અનાદિકાળથી પુદ્દગળ દ્રવ્યના પર્યાયરૂપ અષ્ટકર્મ આત્માને લાગ્યાં છે, અને તેથી પોતાનું સ્વરૂપ ભૂલી ગયો છે, અને તેથા આત્મા રાગ દ્વેષના યોગે પરભાવ રંગી તથા પરભાવ સંગી થયો છે, તેથી પોતાનું સ્વરૂપ ભૂલી ગયો છે. પણ કાળલબ્ધિયોગે સદ્દગુરૂ દ્વારા જ્યારે જ્ઞાન આવ્યું ત્યારે જાણ્યું

હું આત્મા એક છું, અને સર્વ સંસારભાવથી ન્યારો છું. હું આજ સુધી અજ્ઞાનથી પરવસ્તુમાં રાચ્યો માચ્યો થકો

રહો. હવે હું દુઃખના કારણોને પોતાનાં માની રાગ દ્વેષમાં ભળી કેમ સંસારમાં બંધાઉં; મારા આત્માના સ્વરૂપમાં મારે રમવું યોગ્ય છે, એમ ભેદજ્ઞાનથી સ્વસ્વરૂપને વિવેકથી જુદો પાડતો આત્મા જીવાદિક નવતત્ત્વની શ્રદ્ધા કરે, અને સંસારથી ન્યારો અંતરથી રહે, તેવો જે વૈરાગ્ય તેને જ્ઞાનગર્ભિત વૈરાગ્ય કહે છે.

એવા જ્ઞાનગર્ભિતવૈરાગ્યથી આત્મા, અલ્પકાળમાં સકળ કર્મનો ક્ષય કરે છે, અને પૂર્વોક્તકથિત જ્ઞાન અને વૈરાગ્યથી ઔદયિકભાવે પૂર્વકર્મને ભોગવતો પણ આત્મા કર્મને બાંધી શકતો નથી.

**ज्ञानस्यैवहि सामर्थ्यं, वैराग्यस्यैव वा किल ।**
**यत्कोऽपि कर्मभिः कर्म, भुञ्जानोपि न बध्यते ॥१॥**

ભાવાર્થ ઉપર કહેવાયો છે. સાધકજીવે વૈરાગ્ય અને અભ્યાસથી મનને વશ કરવું. ત્રણ પ્રકારનો વૈરાગ્ય પણ પ્રસંગે આવ્યો તેથી તેનું વર્ણન કર્યું. હવે એ મનને એકદમ વશ કરવાનું સાહસ કરીએ તો કદિ તે પોતાના વશમાં આવે નહીં, પણ જેમ વક્રહાથી તથા અશ્વને ધીમે ધીમે યુક્તિકળાથી વશ કરી શકાય છે, તેમ મનરુપી હાથીને પણ હળવે હળવે કળાયુક્તિ ઉપાયથી વશ કરી શકાય છે.

સદ્‌ગુરૂ સંગતિ તથા સતશાસ્ત્ર શ્રવણ મનન, વાચન, એ મનને વશ કરવાનો રાજમાર્ગ છે. પણ તે બાહ્ય ઉપાય છે. આત્માના સ્વરૂપમાં મનને પ્રવર્તાવવું, તે મનને વશ કરવાનો અંતર ઉપાય છે. હવે તે એકજ આત્મસ્વરૂપમાં સ્થાપન કરેલું મન કેવું થાય છે તે જણાવે છે.

**आलंब्यैकपदार्थं यदा न किंचिद्विचिंतयेदन्यम् ।**
**अनुपनतेंधनवन्हिवदुपशांतं स्यात्तदाचेत: ॥ १ ॥**
**शोकमदमदनमत्सरकलहकदाग्रहविषादवैराणि ।**
**क्षीयंते शांतहृदामनुभव एवात्र साक्षातः ॥ २ ॥**

**ભાવાર્થ:**—આત્માના ગુણ પર્યાયનું અવલંબન કરીને આત્મા રૂપ એક પદાર્થમાં સ્થિર થએલું મન જ્યારે અન્ય પદાર્થોનું ચિંતવન નથી કરતું, ત્યારે તે પોતાની મેળે શાંત થઇ જાય છે. જેમ કાષ્ઠ વિનાની અગ્નિ પોતાની મેળેજ ઓલવાઈ જાય છે તેમ અત્ર સમજવું.

વળી એવી રીતે શાંત મન થતાં શોક, અહંકાર, કામ, મત્સર, ક્લેશ, કદાગ્રહ, વિષાદ અને વૈર તે પોતાની મેળે ક્ષય પામે છે. જે મહાત્માઓએ આત્મામાંજ મનને લગાવી ઘણી મહેનતે મનને શાંત કર્યું છે, તેમને સાક્ષાત્ તેનો અનુભવ વર્તે છે, એમ નક્કી જાણવું. વળી તે મન શાંત થઇ જતાં આત્માની કેવી સ્થિતિ થાય છે તે બતાવે છે.

श्लोकः—

शान्ते मनसिज्योतिः प्रकाशते शांतमात्मनः सहजम् ।
भस्मीभवत्यविद्या, मोहध्वांतं विलयमेति. ॥ १ ॥

એવી રીતે મન શાંત થયે છતે આત્માની અનંત આનંદ સુખ દાયક શાંત જ્યોતિ સહેજે પ્રકાશે છે, અને અવિદ્યા બળીને ભસ્મીભૂત થાય છે. અને મોહરૂપ અંધકાર નાશ પામે છે. અને અંતરમાં જ્ઞાનરૂપસૂર્ય ઝગમગે છે. સંતોષની પ્રાપ્તિ થાય છે. અનેક પ્રકારની ચિંતાનો તો સમૂળગો નાશ થાય છે. માયા અને મમતા રૂપ દોષો તો સદાકાળ દૂર રહે છે. એવી રીતે મનને વશ કરી પોતાના આત્માના સ્વરૂપમાં સુરતા રાખી હે સુખસાધક ભવ્યાત્મા ! તું રાત્રી દિવસ તારા દેશ ભણી ચાલજે અને પ્રેમે અસંખ્યપ્રદેશમય તારો જે ખરો દેશ છે, તેને પામીને પોતાના પરમાત્મસ્વરૂપે સદાકાળ મહાલજે, સમયે સમયે સ્વસ્વરૂપી થઇને અનંતિ ઋદ્ધિ ભોગવજે.

ભવ્ય સર્વસુખસાધકો, તે માર્ગની પ્રાપ્તિ વિના ક્રોડી પ્રયત્ને પણ નક્કી વજ્ર લેખની પેઠે ધારી રાખજો કે ભવાંત નથી. જેમ પાણીમાં નાંખેલો સાકરનો કકડો જલમાં ઓગળી જાય છે. તેમ તમે આ માર્ગમાં જોડાશો તો તમારૂં અંતરાત્મસ્વરૂપ પરમાત્મસ્વરૂપમાં મળી જવાનું,

આત્મતત્ત્વની પ્રાપ્તિથી ત્રણ ભુવનનું રાજ્ય પામ્યાંના કરતાં તમો અલૌકિક રાજ્ય પામ્યા એમ તમે જાણશો.

તમારા મનુષ્ય અવતારને ધન્ય છે કે તમો આ પ્રમાણે સમજવાને શક્તિમાન્ થયા છો. તમારૂં શરીર, મન, વચન એ ત્રણ, આ સંસારરૂપસમુદ્રને તરવા વહાણ સમાન છે, માટે વહાણને સારા માર્ગે દોરો, સદ્ગુરૂ રૂપ ખલાસી તમને સંસાર સમુદ્રની પેલી પારે પહોંચાડશે અને સામું મુક્તિ નગર દેખાડશે.

ઉપર લખેલું વાંચ્યું, સાંભળ્યું, ધાર્યું તેટલાથીજ હવે અમે તત્ત્વ પામ્યા, એમ સમજી સદ્ગુરૂનું શરણ અને સદ્ગુરૂની સંગતિ છોડી દેશો નહીં, અને સ્વેચ્છાચારી થશો નહીં. મોક્ષ માર્ગની ખરી કુંચીઓ તો ગુરૂની પાસે રહે છે. આથી હવે તે વધારે શું? જાણતા હશે, એમ નિશ્ચય કરી બેસશો નહીં. જેમ વૈદ્ય રોગીને રોગની પરીક્ષા કરી ઔષધ આપે છે, દરદીના રોગોની પરીક્ષા કરી જુદી જુદી દવા આપે છે. તેમ સદ્ગુરૂ તે વૈદ્ય સમાન છે. તે તમારી અંતરની નાડી તપાસીને તમને આપવા લાયક ઉપદેશ રૂપ ઔષધ આપશે. તમારા સારાને માટે આપશે. માટે તમો તેમની વિશેષ વિશેષ ભક્તિ કરજો, અને તેમની સેવામાં રહેશો, તેમની આજ્ઞા પ્રમાણે ચાલજો. વૈદ્યનું નામ ધરાવી જેમ ઢોગટીયા

વૈદ્ય, ઉંટ વૈદુ કરી લોકોને ઠગે છે. તેમ તમે પણ તે બાબતની સાવચેતી રાખજો. માથે એક જ્ઞાની સદ્‌ગુરૂની આજ્ઞા ધારજો. તમને જેમ જેમ યોગ્યતા પ્રાપ્ત થશે તેમ તેમ તમને અધ્યાત્મમાર્ગની કુંચીઓ અર્પ્યા કરશે. યોગ્યતાની ઘણી જરૂર છે. તમો સદ્‌ગુરૂને દેખી તુરત બેઠા હોતો ઉભા થઈ વંદન કરજો. ખાતાં પણ જો સદ્‌ગુરૂ મહારાજ પધારે તો ઉભા થઇ હાથ જોડી યથાયોગ્ય વિનય સાચવજો, પોતાનાજ ગામમાંજ સદ્‌ગુરૂ પધાર્યા હોય તો તેમનાં દર્શન કરી, તેમને શાસ્ત્રની આજ્ઞા પ્રમાણે ત્રણ પ્રદક્ષણા દેઇ ખમાસમણાં તથા અભુઠ્ઠિઓ અબ્ભિતર પૂર્વક વંદન કરજો. જ્યારે ગુરૂ મહારાજ પાસે જાઓ ત્યારે વંદનની વિધિ સાચવજો. (ધર્મસ્ય મૂલં વિનય઼:) ધર્મનું મૂળ વિનય છે, જેમ તમારામાં વિશેષ વિનય તેમ તમો યોગ્યતાના વિશેષ અધિકારી થશો, તમો સદ્‌ગુરૂ મહારાજ પાસે આવી અક્કડને અક્કડ રહી ઉભા ઉભા બે હાથ જોડી પરાણે લટક સલામીયા જેવું વંદન કરો છો, તે શું ગુરૂમહારાજ નથી સમજી શકતા? તમારી યોગ્યતાનો શું તે વિચાર નથી જાણતા? તમો ગુરૂને વંદન કરવામાં જેટલું મનમાં ઓછું લાવો છો તેટલુંજ તમારૂં કમનસીબપણું સમજવું. જેવી દેવમાં બુદ્ધિ છે. તેવી બુદ્ધિ તમોએ સદ્‌ગુરૂમાં સ્થાપન નથી

કરી ત્યાં સુધી તમો ખરૂં રહસ્ય પામવાના નથી, અને તમારો આત્મા ઉન્નતિનું શિખર પ્રાપ્ત કરી શકવાનો નથી. શું તમે દેવના કરતાં ગુરૂને ઓછા માનો છો? શા માટે ઓછા માનો છો? ઓછાપણું માનવું તે તમારૂં અજ્ઞાન છે, પ્રત્યક્ષ ઉપકારી તો તમને સદ્‌ગુરૂ મહારાજ છે. સદ્‌ગુરૂજ, દેવ ધર્મને ઓળખાવનાર છે. દેવ જેવી બુદ્ધિ તમો ગુરૂમાં ધારશો તો તમારૂ કલ્યાણ થશે, અને તે સંબંધમાં એક ટુંક કહેણી છે કેઃ—

**देवगुरू दोनुं खडे, किसकुं लागु पाय।**
**बलिहारी गुरूराजकी, जेणे दिया देव बताय॥१॥**

ધર્મના દાતા, ધર્મના બોધક, સદ્‌ગુરૂજ શરણ્ય શરણ્ય સેવ્ય છે, તેમની શ્રદ્ધા તેમની ભક્તિજ પરમ કલ્યાણકારક છે.

તમો સંસારની બાબતમાં તમારો અર્થ સાધવાને હજારો મનુષ્યોની ખુશામત કરો છો. હજારોની આગળ દીનતા કરો છો. તમારા મુરબ્બી શેઠ તથા અમુક રાજા વા પેલા સાહેબની આગળ તમે તેના પગે પડી ગરીબ ગાય જેવું મુખ કરી તમારા તુચ્છ સ્વાર્થનેમાટે કરગરો છો. તેના મુખ સામું હાજી હાજી કરીને વા હેં સાહેબ!! હેં સાહેબ!! કરીને ટગર ટગર જોયા કરો છો, અને તેની મરજી સાચવતા રહો છો. અને કહો છો કે, શેઠ સાહેબ!! અમારા

ઉપર મહેરબાની રાખતા રહેજો. અમો તમારાથીજ જીવ-નારા છીએ. નોકરી જો તમો કરતા હો છો તો તમારો ઉપરી તમારા ઉપર પ્રસન્ન રહે, તે માટે તમે કેટલું બધું લક્ષ રાખો છો? વળી તમારો સાહેબ અક્કલનો ખારદાન છતાં ગમાર અને ઢોલામારૂ જેવો મનમાં જાણતાં છતાં તેને નમી નમીને સલામ કરો છો, આપ સાહેબ મુરબ્બી સાહેબ નેકનામદાર વિગેરે શબ્દો વદી તેને સંબોધો છો. પ્રસંગ આવતાં પગાર વધારવા તેને પગે લાગીને વિનવો છો, તમો પેલો લાટ સાહેબ આવનાર હોય છે તો હેં હેં લાટ સાહેબ આવવાના છે એમ જાણી તેને જોવા કેવા દોડો છો, અને તમારી સલામ તે લે અગર ના લે તોપણ તમે કેવા સલામો કરવા ઝુકી પડો છો. આવા સામાન્ય પુરૂષોની આવી ગુલામી કરતાં તમો અચકાતા નથી, અને જે જ્ઞાનના મહોદધિ છે, સર્વ પ્રકારની યોગ્યતાવાળા છે, અને જે આપણા અપરાધો છતાં નિરંતર ક્ષમાદૃષ્ટિથી જુએ છે, અને જે સંસાર સમુદ્રના તારક છે, અને જે આપણા માતાપિતા કરતાં પણ અનવધિ ઉપકારના કર્તા છે, અને જે ભાવધર્મના દાતાર છે. તેવા ગુરૂ મહારાજની ધર્મના માટે આજીજી કરતાં શરમ આવે, તેવા સદ્ગુરૂ મહારાજને પગે લાગી વિનવતાં શરમ આવે, આ શું તમે

ઓછું કરો છો ? શું તમને આવી રીતે વર્તતા 'આત્મક-લ્યાણની પ્રાપ્તિ થઇ શકશે વારૂ ! કદી થશે નહીં, એમ નક્કી સમજજો. લોર્ડના લોર્ડ, રાજાના રાજા, સાહેબના સાહેબ, તમે ગુરૂ મહારાજને માનજો, અને તેમની ભક્તિ કરજો. તેમની કૃપા મેળવજો. તેમની અંતર્ની આશિષથી તમો અનવધિ સુખના ભોક્તા બનશો. તમો સર્વ પ્રાપ્ત કરી શકવાને સમર્થ છો. માટે ગુરૂઆજ્ઞાએ વર્તી આત્મ-સ્વરૂપની પ્રાપ્તિ માટે જોડાજો. શ્રી સદ્દગુરૂનો તમો વિનય કરશો, તથા તેમની ભક્તિ કરશો. તેમાં તમારો સ્વાર્થ સમાયો છે, ગુરૂમહારાજ તો પરમાર્થ કાર્યમાંજ સદાકાળ પરાયણ રહેનારા હોય છે. તમારા કરતાં એમ સમજજો કે તેઓ મહાજ્ઞાની છે. તમારા કલ્યાણને માટે જે આજ્ઞા, આચાર, ફરમાવે તે તહત્તિ કરી અંગીકાર કરજો, તેવા સદ્દગુરૂ પાસે દીન થાઓ. તેમની ખરા અંતઃકરણથી ચાકરી ઉઠાવો, તમને તેથી વ્યવહારમાં પણ સુખનાં સાધનો સાનુ-કુળ થવાનાં. તેમને જી, પૂજ્ય, એવા શબ્દોથી સમ્યક્ પ્રકારે સંબોધો. તેમની આજ્ઞારૂપ ભલામણથી તમો અનંતિ ઋદ્ધિ પામવાનાજ. તમો તીર્થની યાત્રા કરવા જાઓછો, તો હજારો સંકટો વેઠો છો. તેવા સ્થાવર તીર્થ કરતાં સદ્દગુરૂ રૂપ તીર્થ ઓછું સમજશો નહીં. કારણ કે **तीर्थः फलति**

**कालेन सद्यः साधुसमागमः'** સ્થાવર તીર્થ તો કાલાંતરે ફળે છે, એટલે તેમનું પૂજન ભક્તિ અન્ય ભવમાં સુખનું આપનાર થાય છે, અને સદ્‌ગુરુરૂપ તીર્થ તો તુરત તેમનાં દર્શન કરતાંજ ફળ આપે છે, તેમનો સંગમ થતાં અનેક પ્રકારની શંકાઓનું નિરાકરણ થાય છે. અજ્ઞાન ટળે છે. સત્યજ્ઞાન મળે છે. કર્મ અને આત્માનું સ્વરૂપ સમજાય છે. વળી કહ્યું છે કે **ગુરુદીવો ગુરુદેવતા ગુરુવિણ ઘોર અંધાર.** શ્રી સદ્‌ગુરુ અંતરમાં અનાદિ કાળથી વ્યાપી રહેલું અજ્ઞાનરુપ અંધકાર ટાળવાને માટે દીપક સરખા છે, અને સદ્‌ગુરુ તેજ દેવ છે. તમોને સદ્‌ગુરુ દેવ વિના આકાશમાંથી ઉતરીને કયો દેવ આત્મજ્ઞાન અર્પવા આવશે. શું ગુરુનું શરીર પણ તમારા જેવું ઔદારિક દેખીને તેમાં દેવબુદ્ધિ નથી સ્થપાતી ? એ ગુરુબુદ્ધિ નથી, તથાપિ તેમાં તમારો જ દોષ છે. સમજો કે દેવના કરતાં પણ ગુરુ ઉપદેશ દાનમાં મોટા છે. તેમાં ગુરુમહારાજે સમકિત દાન આપ્યું તેથી તે મોટામાં મોટા છે. વળી તીર્થંકર દેવને ગુરુની બાબતમાં પણ તમને આગળ જણાવ્યું છે. સમકિત દાયક ગુરુ તેજ દેવ સમજવા. તેમનો ઉપકાર કદી વળી શકાતો નથી. કહ્યું છે કે-

**समकितदायकगुरु तणो, पच्चुवयार न थाय;**
**भवकोडाकोडी करे, करतां कोटि उपाय.**

આમ શ્રી યશોવિજયજી ઉપાધ્યાય જણાવે છે. પુનઃ પુનઃ તે વાક્યનું મનન કરો. સત્ય માર્ગને જે બતાવી મોક્ષપુરીમાં પહોચાડે એવા ગુરૂનો ઉપકાર કોઇ જીવ કોઈ પણ ઉપાયે• વાળી શકનાર નથી. શ્રી સદ્‌ગુરૂ મહારાજ પાર્શ્વમણિ સમાન છે. સાગરની, સૂર્યની, ચંદ્રની, કલ્પવૃક્ષની ઉપમા શ્રી સદ્‌ગુરૂ મહારાજને આપી છે. માટે સદ્‌ગુરૂની શ્રદ્ધાવડે તમે તમારા આત્મિક કાર્યમાં પ્રવૃત્તિ કરજો. શાંત ચિત્તથી પ્રવર્તજો. અપૂર્વ મહોદયનું કારણ આ કાર્ય છે, એમ સમજી તમો પ્રવર્તજો. તમારા આત્મોન્નતિના કાર્યમાં શનૈઃ શનૈઃ ક્રમવાર પ્રવૃત્તિ કરજો. તમને પ્રથમ તો આ કાર્યમાં પ્રવર્તવું અઘરું લાગશે, પણ દરરોજ પ્રયત્નમાં જોડાતાં તમારા કાર્યમાં તમને પ્રેમ થશે, અને જેમ જેમ તમને આત્મસ્વરુપમાં પ્રેમ વધે તેમ તેમ તમે જાણજો કે હું હવે સંસારથી દૂર થતો જાઉં છું, અને આત્મસ્વરૂપ તરફ દોરાતો જાઉં છું. તમને આત્માની પૂર્ણપણે પ્રતીતિ થતાં અનેક પ્રકારનાં બાહ્ય સંકટો પ્રાપ્ત થતાં તેનાથી તમો પોતાના સ્વભાવે અચલ રહી શકશો.

તમો જેમ બને તેમ સત્પુરૂષોનો સંગ કરશો. સત્ પુરૂષોની સંગતિથી તમો આત્મોદય ઉન્નતિમાં વિશેષ ચઢી શકશો, તમારૂ કાર્ય તમો સાવધાનતાથી સાધશો, તમારા

કાર્યમાં દૈવયોગથી વિક્ષેપ નડે તોપણુ તમો સામાપુરે ચાલજો, આ કાર્યમાં પ્રવર્તતાં અસત્ પુરૂષો તમારી હાંસી કરશે, વા કહેશે કે તેને તો એક જાતની ભ્રમણા થઇ છે. એમ કહેશે તો પણુ તમો શંકાશીલ થશો નહીં. તમારૂં આત્મસ્વરુપ ધ્રુવના તારાની પેઠે અચલ છે, સત્ય છે, એક સ્વરૂપ છે, એમ શ્રદ્ધા કરજો. અનંત તીર્થંકર જે થયા, થાય છે, અને થશે તે પણુ આત્મસ્વરૂપના ધ્યાનથીજ પરમાત્મ-પદ પામ્યા–પામે છે અને પામશે, માટે એનું પુનઃપુનઃ પ્રેમથી ધ્યાન કરજો.

શાંત સાનુકુળ સમયમાં રાત્રીએ તથા પ્રભાતે ઉપર કહ્યા પ્રમાણે આત્મતત્ત્વનું ધ્યાન કરજો, પદ્માસન વા સિદ્ધા-સન વાળીને કોઇનો શબ્દ આવે નહીં એવી જગ્યામાં બેસજો, અને આત્મદ્રવ્યના ગુણુ પર્યાયનું સ્મરણુ કરજો. સ્મરણુ કરતાં તુરત એક દિવસ વા બે દિવસમાં તમને આત્માનુભવ ન થાય તો નિરાશ થશો નહીં. તેમ ઉદ્યોગ ત્યાગશો નહિ, કેરીનો ગોટલો જમીનમાં વાવ્યો કે તુરત કંઇ કેરી આવ-તી નથી, તેમ મહેલમાટે પાયો ખોદ્યો કે તુરત કંઇ મહેલ બની જતો નથી. શાળામાં નિશાળગરણું કરીને અભ્યાસ કરવા બેઠા કે તુરત તમે એમ, એ, ની પરીક્ષા પસાર કરવાના નથી. બી વાવ્યું કે તુરત કંઈ અંકુરા ઉગી

નીકળતા નથી, હળવે હળવે પ્રયત્ન કરતાં અનુક્રમે કાર્યની સિદ્ધિ થાય છે. આત્મવિદ્યાના નિયમને નિરંતર યાદ કરો કે આત્મસ્વરૂપનો વિચાર કરતાં તેનું યથાર્થ સ્વરૂપ તમારા લક્ષ્યમાં ન આવે, તો પણ તેનોજ વિચાર કરવાથી આત્મસ્વરૂપ સમજવાનું બળ અંતઃકરણમાં પ્રગટે છે, અને એને એ પ્રમાણે ધ્યાનનો પ્રયત્ન ચાલુ રહેતાં જે અગમ્ય હોય છે, તેનું કંઇક સ્વરૂપ ગમ્ય થાય છે, અને અંતે પ્રયત્ન સફળતાનેજ પામે છે, અને અંતઃકરણથી દૃઢપ્રત્યયપૂર્વક ભાવના કરજો કે આ દેખાતો દેશ તે મારો નથી. જે આ દેશ બાહ્યચક્ષુથી દેખાય છે તેથી આત્માનો દેશ ન્યારો છે. આત્માનો દેશ તો લક્ષ્યમાં આવે એવો નથી, એટલે તે અલખ છે. અનુભવજ્ઞાનથી તે અસંખ્યપ્રદેશરૂપ વ્યક્તિવાળો આત્મતત્ત્વ દેશ છે તેનો પ્રત્યય ઉપજે છે. તમારા દેશમાં સાત ભયમાંનો કોઇ પણ ભય નથી. માટે તે દેશનું પુનઃ પુનઃ સ્મરણ કરજો. તે સંબંધી નીચેનું પદ સ્મરી જજો.

**पद.**

**( अजपाजापे सुरता चाली–ए राग. )**

**अलखदेशमे वास हमारा, मायासे हम है न्यारा;**
**निर्मलज्योति निराकार हम, हरदम हम ध्रुवका तारा॥१॥**
**सुरतासंगे क्षण क्षण रहेना, दुनियादारी दूरकरणी;**

सोऽहंजापका ध्यान लगाना, मोक्षमहेलको निस्सरणी.
पढना गणना सबहि जूठा, जब नहि आतम पीछाना;
वर बिना क्या ज्ञान तमासा, लूणबिन भोजनकुं खाना.
आतमज्ञान विना जग जाणो, मायामोहका अंधियारा;
सद्गुरुसंगे आतमध्याने, घटाभेंतरमे उजियारा;
सबसे न्यारा सब हममांहि, ज्ञाता ज्ञेयपणा धारे;
बुद्धिसागर धन धन जगमें, आप तरे परकुं तारे.

એમ અધ્યાત્મસ્વરૂપની ભાવનામાં લીન થવાથી તમને અત્યાનંદ પ્રાપ્ત થશે. અધ્યાત્મજ્ઞાન અને તેની રમણતાથી અલૌકિકસુખની પ્રાપ્તિ થાય છે, અધ્યાત્મશાસ્ત્રના મનનથી તેના સ્મરણથી અને તેના અનુભવથી જે સુખ થાય છે તે સુખની બરોબર દુનિયાનું કોઇ પણ સુખ નથી, અને અધ્યાત્મજ્ઞાનીઓ શ્રેષ્ઠ તે શાશ્વત સુખ ભોગવે છે. કહ્યું છે કે

श्लोक.

अध्यात्मशास्त्रसंभूत,-सन्तोषसुखशालिनः
गणयन्ति न राजानं, न श्रीदं नाऽपि वासवम् ॥१॥

**ભાવાર્થઃ**—અધ્યાત્મ શાસ્ત્રથી ઉત્પન્ન થયેલો જે સંતોષ સુખ તેને ભોગવનારા મહાત્માઓ, રાજાઓ, ધનદને અને ઇંદ્રને પણ હીસાબમાં ગણતા નથી.

વળી અધ્યાત્મજ્ઞાનભાવના તથા અધ્યાત્મશાસ્ત્રનું સર્વો-

શ્રેષ્ઠપણું બતાવવા શ્રી યશોવિજયજી ઉપાધ્યાયે કહે છે કે:-

**શ્લોક.**

**वेदान्यशास्त्रवित् क्लेशं, रसमध्यात्मशास्त्रवित्;**
**भाग्यभृद् भोगमाप्नोति, वहते चन्दनं खरः ॥१॥**

વેદ શાસ્ત્ર, વ્યાકરણ, ન્યાય વગેરે શાસ્ત્રના જાણનારા પંડિતો સામાસામી શાસ્ત્રાર્થ કરી અરસપરસ અહંતા અને મમતાના યોગે એક બીજાનું ખંડન કરતા તથા આત્મસ્વરૂપના અજ્ઞાન એવા ક્લેશને પામે છે, અને અધ્યાત્મજ્ઞાન થકી ઉત્પન્ન થયેલા વિવેકવડે; જેણે સ્વપરની વ્હેંચણ કરી આત્મસ્વરૂપનું જ્ઞાન મેળવ્યું છે, અર્થાત્ યથાર્થપણે અધ્યાત્મ શાસ્ત્રનું અનુભવપૂર્વકજ્ઞાન પ્રાપ્ત કર્યું છે, એવા અધ્યાત્મ શાસ્ત્રવેત્તા, ખરેખર સત્યસુખના ભોક્તા બને છે. જેમ ચંદનના ભારને રાસભ ઉપાડી ક્લેશ પામે છે પણ ચંદનનો ભોગ તો ભાગ્યવંત પામે છે, એમ અધ્યાત્મશાસ્ત્રની તથા અધ્યાત્મ જ્ઞાનની શ્રેષ્ટતા બતાવી; વળી શ્રી યશોવિજયજી ઉપાધ્યાયજી અધ્યાત્મશાસ્ત્રનો વિશેષ મહિમા સ્તવતા કહે છે કે:—

**શ્લોક.**

**धनिनां पुत्रदारादि, यथा संसारवृद्धये;**
**तथा पांडित्यदृप्तानां, शास्त्रमध्यात्मवर्जितम्. ॥ १ ॥**
**अध्येतव्यं तदध्यात्म,-शास्त्रं भाव्यं पुनः पुनः**
**अनुष्ठेयस्तदर्थश्च, देयो योग्यस्य कस्यचित्. ॥२॥**

**ભાવાર્થઃ**--ધનવંત ગૃહસ્થોને જેમ પુત્ર સ્ત્રી પરિવારાદિક સંસારની વૃદ્ધિમાટે થાય છે. તેમ અધ્યાત્મશાસ્ત્ર જ્ઞાન વર્જીત અભિમાની પંડિતોનો વ્યાકરણ, ન્યાયાદિક શાસ્ત્રાભ્યાસ પણ સંસારની વૃદ્ધિ અર્થે છે. તે માટે તમારે અધ્યાત્મશાસ્ત્રનો અભ્યાસ કરવો, વારંવાર અધ્યાત્મ શાસ્ત્રોના રહસ્યની હૃદયમાં ભાવના કરવી. અધ્યાત્મશાસ્ત્રના અર્થનું તમારે વારંવાર ચિંતવન કરવું અને અધ્યાત્મજ્ઞાન યોગ્ય જે પુરૂષ હોય, તેને જ્ઞાનીઓએ આત્મજ્ઞાન આપવું, જે કોઇ યોગ્ય સદ્‌ગુણી ઉત્તમ જીવ હોય, તેને અધ્યાત્મ શાસ્ત્રનો અર્થ દેવો, શિખવવો, અયોગ્યને અધ્યાત્મશાસ્ત્ર શિખવવું નહિ, અને અયોગ્યને આત્મજ્ઞાનની કુંચીઓ આપવી નહીં. શ્રી મહાનિશીથસૂત્રમાં અયોગ્યને ઉપદેશ ન આપવો તે માટે કહ્યું છે કે યથા. **महानिशीथेः**

**गाथा.**

**आमे घडे निहित्तं, जहा जलं तं घडं विणासेइ;**
**एवं सिद्धंतरहस्सं, अप्पाहारं विणासेइ. ॥ १ ॥**

કાચા ઘડામાં નાંખેલું પાણી જેમ ઘડાનો નાશ કરે છે. એમ અધ્યાત્મ તત્ત્વસિદ્ધાંતરહસ્ય પણ અયોગ્ય જીવને દેતાં તેના આત્માનો નાશ કરે છે. **"જં અજોગસ્સ સુત્તત્થં નદાયવ્વં"** અયોગ્યને સૂત્ર અને સૂત્રાર્થ દાન ન આપવું; કાર-

ણુકે તે જીવની યોગ્યતા વિના તે ઉંધો અર્થ ગ્રહે છે, પ્રરૂપે છે, અને ઉલટું વર્તન કરી દુર્ગતિ જાય છે, માટે આત્માર્થી પુરૂષને અધ્યાત્મશાસ્ત્રનું જ્ઞાન દેવું, તેના રહસ્યનો ઉપદેશ આપવો, આત્મપદના અર્થી ભવ્ય પુરૂષે, તદ્હેતુ અને અમૃતક્રિયાનું સેવન કરવું, તદ્હેતુ અને અમૃતક્રિયાથી આત્મસ્વભાવ શુદ્ધ નિર્મળ પ્રકાશે છે.

ક્ષુદ્રતા, લોભ, રતિ, દીનતા, મત્સરીપણું, ભય, શઠતા, અજ્ઞાનતા, એ દોષોના સંગથકી જે ક્રિયા કરવામાં આવે છે, તે ક્રિયાનો આરંભ નિષ્ફળ જાય છે. એ દોષોથી આત્મગુણની વૃદ્ધિ થતી નથી, પણ ઉપરના દોષોનો પરિહાર કરી જે ક્રિયા કરવામાં આવે છે તે ક્રિયા સફળ થાય છે, આત્મસ્વરૂપની પ્રાપ્તિ જેનાથી થાય તેજ ક્રિયા આદેય જાણવી. મોક્ષમાર્ગને અનુસરનારી ક્રિયાનો ઉચ્છેદ કરવો નહીં. જેમ તેમ ધમાધમમાં પ્રવર્તવું નહીં. આત્મધર્મસાધ્ય જાણી પુદ્ગળમમતાને પરિહરવી, આત્મધર્મમાં રૂચિ થયા વિના પુદ્ગળ ઉપર થતી મમતા ત્યાગી શકાતી નથી. તમે શુદ્ધબુદ્ધિથી વિચારશો તો માલુમ પડશે કે જે વસ્તુ પ્રિય લાગે છે, તેની રૂચિ થાય છે. આત્મજ્ઞાન થવાથી આત્માજ પ્રિય લાગે છે, અને તેનું જ્યાં સુધી જ્ઞાન થયું નથી ત્યાં સુધી જડવસ્તુ પ્રિય લાગે છે. સર્વે જડવસ્તુઓ ક્ષણિક છે, એમ જ્યારે ખરેખર

અંતઃકરણમાં શ્રદ્ધા થાય છે, ત્યારે તે વસ્તુઓના તરફ થ
પ્રવૃત્તિ દૂર થાય છે, અને આત્મધર્મ પ્રગટ કરવા પ્રવૃ
થાય છે, અને પોતાનાં શુદ્ધ આત્મધર્મમાં પ્રવૃત્તિ થવા
સમતાભાવ પ્રગટે છે, અને અનુક્રમે આત્મા પરમાત્મ
સાધ્ય કરે છે. શરીરમનવાણીથી ભિન્નપણે વર્તતો આત્મ
ક્ષણે ક્ષણે અનંતસુખ ભોગવે છે, અને સર્વ પ્રકારના કર્મ
રહિત થઈ મોક્ષપદ પ્રાપ્ત કરે છે, હે ભવ્યઆત્મન્ !
મનુષ્યજન્મનો અમૂલ્ય એક સમય પણ માયામાં ફ
ફોગટ ગુમાવીશ નહિ.

આત્મશક્તિ પ્રકાશ ગ્રંથ અંત્ય. મંગલમ્.—

**શ્લોક**

**पेथापुरे शुभे ग्रामे, विहितं मासकल्पकम् ।**
**आत्मशक्तिप्रकाशस्य,-समारम्भः कृतः शुभः ॥१॥**
**नेत्ररसनवेलाब्दे, वैशाखे शुक्लपक्षके**
**तृतीयायां समाप्तोऽयं, बुद्ध्यब्धिमुनिना कृतः ॥२॥**

**आत्मशक्तिप्रकाशग्रन्थः समाप्तः**

## ॥ शुभंभूयात् ॥

રચના વિ. સં. ૧૯૬૨ વૈશાખ સુદિ ત્રીજ પેથાપુર.